# अतिमानुषस्तव.

( અર્થ અને વિવેચન સહીત )

એટલે

-પરમેશ્વરની પીછાણ-

ક્યહાં આપ કોટી અંડપતિ દેવા,
ક્યહાં અમે અણુ તુચ્છ કીટ જેવા;
મળો કૃપા થકી કૃપા તણા ધામ,
અનુ કરૂં પ્રેમથી પદે પ્રણામ.

લખનાર,

અનંતપ્રસાદ ત્રીકમલાલ. શ્રી વૈષ્ણવ.

(માંગરોળ)-(કાઠીયાવાડ.)

પ્રકાશક,

શેઠ હરીદાસ વીસનજી. ( મદ્રાસ. )

શ્રી સત્યવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં શા. સાંકળચંદ
હરીલાલે છાપ્યું. પાંચકુવા-અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦

સંવત ૧૯૭૨. સને ૧૯૧૬.

કિંમત. ફ્રી.

# अतिमानुषस्तव.

( અર્થ અને વિવેચન સહીત )

એટલે

## -પરમેશ્વરની પીછાણ-

દીંડી

કયહાં આપ કોટી અંડપતિ દેવા,
કયહાં અમે અણુ તુચ્છ કીટ જેવા;
મળો કૃપા થકી કૃપા તણા ધામ,
અનુ કરૂં પ્રેમથી પદે પ્રણામ.

લખનાર,

**અનંતપ્રસાદ ત્રીકમલાલ.** ( માંગરોળ )

પ્રકાશક,

**શેઠ હરીદાસ વીસનજી.** ( મદ્રાસ )

શ્રી સત્યવિજય પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સાંકળચંદ
હરીલાલે છાપ્યું. પાંચકુવા-અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦.

સંવત ૧૯૭૨. સને ૧૯૧૬.

કિંમત. ફ્રી.

# પ્રસ્તાવના.

આ પુસ્તકનું મૂળ નામનો અતિમાનુષસ્તોત્ર છે. માણસ કરતાં ચઢીયાતા તે અતિમાનુષ રામ કૃશ્ન વામન એ માણસ જેવા હતા છતાં તેમનાં કૃત્ય અતિમાનુષ હતાં એમ તેમના ઇતિહાસથી જણાયું છે. માણસથી ચઢીયાતાં કૃત્યતો દેવોનાં બલકે અસુરોનાં પણ એજ, ઇતિહાસમાંથી મળી આવે છે. ઇન્દ્ર વરૂણ કુબેર મહાદેવજી ને બ્રહ્માનાં, તેમજ જરાસંધ પુતના રાવણ કુંભકર્ણ હીરણ્યાક્ષ હીરણ્ય કસ્યપને મધુકૈટભનાં ચરીત્ર પણ અતિમાનુષ છે. સૃષ્ટીની શરૂવાતમાં પહેલા દેવ બ્રહ્મા પેદા થયા તેને વેદ મળ્યા હતા, તેજ મધુકૈટભ ચોરી ગયા, ને બ્રહ્મા ધભરાયા; જેણે પોતાને પેદા કરેલ અને વેદો આપેલ તેને જ શરણ તે ગયા, ને તેણે હયગ્રીવનો અવતાર ધારણ કરી મધુકૈટભને મારી બ્રહ્માને વેદો લાવી આપ્યા. એ રીતે દેવો અને અસુરો કરતાં પણ અતિમાનુષ ચરીત્ર તેનાં છે જેનું છેવટ નામ નારાયણ છે. તેનો આકાર માણસ જેવો પુરૂષનો છે તેને નાભી ખરી, પણ તે એવડી કે તેમાંથી આ ઇન્ડાના આકારનું બ્રહ્માંડ નીકળ્યું. તેમાં તેણે પહેલા બ્રહ્માને પ્રકટ કર્યા, તેને વેદો આપ્યા, ને તેના પ્રતાપથી બ્રહ્મા એટલી બધી સત્તા શક્તિ પામ્યા છે કે તે આ પૃથ્વી સમુદ્ર વાયુ સૂર્ય ચંદ્રને આકાશવાળું જગત તો દરેક સાંઝે પોતામાં શમાવી દે છે ને દરેક સ્હવારે પાછું પેદા કરે છે. જ્યાં આ બધો ઇતીહાસ લખ્યો છે ત્યાંજ લખ્યું છે કે અહેવાં તો કરોડો બ્રહ્માંડ તે નારાયણે પેદા કર્યા કરે છે ને કરશે. કેટલાં, કયારથી, ને કયાં સુધી તેનો પાર શુમારજ નથી. એ તેની ખરી અતિમાનુષતા છે, અને તેથી અમે પુસ્તકને મથાળેની હીંડીમાં લખ્યું છે કે—

કયહાં આપ કોટી અંડપતિ દેવા ?
કયહાં અમે અણુ તુચ્છ કીટ જેવા.

કયાં કરોડો બ્રહ્માંડોને કયાં તેમાંના એક બ્રહ્માંડના એક પૃથ્વી જેવડા ગોળાના પણ એક સ્વલ્પ ભાગમાં રહેનાર અમે તુચ્છ મનુષ્ય પ્રાણી એ રીતે પરમેશ્વર " અતિમાનુષ " મનુષ્યથી એટલો ચઢીયાતો છે એ તેની એક રીતે પીછાણ થઇ.

તે માત્ર જાણ્યું. સાત્વીક આસ્તિકોએ માન્યું એમ પીછાણ થઇ પણ તેની સાક્ષાત પીછાણ થઇ શકે છે ?

એ વિશે પણ એ ઇતિહાસમાં છે. પહેલા પુરૂષ બ્રહ્માજ પેદા થયા ત્યારે એકલાજ હોઇને ધભરાયા તે તેના પેદા કરનારને શરણે ગયા ત્યારે તેને તે દેખાયા. એ રીતે જે એને ખરા ભાવથી મળતાં સુધી પ્રાર્થે તેને તે મળેછે તેને તે સાકાર દેખાય છે, પણ તે " અતિમાનુષ " બ્રહ્મા જે સૂર્ય ચંદ્રના સ્રજનાર છે તેનું તેજ એની આગળ સૂર્ય પાસે પતંગીયા જેટલું.

બ્રહ્માને તેણે બીજી યુક્તિ શીખવી તેનું નામ યોગ છે ને તેથી તેણે જાણ્યું, અનુભવ્યું કે તેજ જાતના પ્રકાશવાળા, દીવ્ય આનંદદેનારા તેના હૃદયમાં પુરૂષ આકારે છે ને પછી તેણે વધુ જાણ્યું કે તેવા મનુષ્ય દેવમાત્રના હૃદયમાં જો તેઓ એ પ્રમાણે યોગ સાધે તો દેખાઇ અનુભવી શકાય છે. એવા તે સર્વશક્તિમાન એના એ, જેટલા પીંડ તેટલાં રૂપ ધરી શકે છે. અને યોગી તેને એ રીતે મળી શકે છે. એનું નામ અંતરયામી કહેવાયું છે.

વળી એજ બ્રહ્માએ ઉપર કહ્યું તેમ તેના વેદ ચોરાયા ને તે ધભરાયા પ્રાર્થના કરી ત્યારે જાણ્યું કે તે જયારે જયાં જેવો-ઠીક

પડે ત્યારે ત્યાં તેવો આકાર લઇ પ્રકટ થાયછે તેનું નામ "અવતાર" દેવાયું છે. બ્રહ્માને ઘણીવાર મુંઝવણ પડી, તેણે ઘણીવાર તેજનારાયણપોતાના પેદા કરનારને પ્રાર્થના કરી, ને તેણે અવતારો લઇ તેનાં કષ્ટ કાપ્યાં છે. એ અવતારોના ઇતિહાસોમાં રામાયણ ને મહાભારત એ હાલ પણ અમે વાંચી શકીયે છીયે, ને તેથી અમને અમારા પરમેશ્વરની પીછાણ જેટલી પડી શકેછે તેટલી ખુલાસેથી બીજા કોઇ ગ્રંથ ઉપરથી નથી પડતી. સાત્વિક પુરાણોના ઇતિહાસે તેમાં સહાય કરે છે, ને એ બધા ઉપરથી એ પણ જણાય છે કે એ પરમેશ્વરે દેવ મનુષ્યના ઉપર કેવળ કૃપા કરીને તેમને માથે. પોતે ઘણી રક્ષક છે એમ પોતાની પીછાણ કરાવી તેમને તે મળ્યા છે તેથીજ અમે દીંડીમાં કહ્યું છે.

મળો કૃપાથકી કૃપાતણા ધામ,
અનું કરૂં પ્રેમથી પદે પ્રણામ.

વળી તે જેમ અવતારરૂપે મળે છે તેમ મૂર્તી—અર્ચા—માં પણ અર્ચન કરવાથી મળે છે. આ સ્તોત્રકાર અમારા શ્રી રામાનુજ સ્વામીના પ્રથમ શિષ્ય શ્રી કુરેશ સ્વામીને શ્રીરંગનાથ એમ જ અર્ચન કરવાથી મળ્યા તેમની સાથે તે બોલ્યા ને છેવટ તેમનાથી તેમણે મુક્તિ માગી તે શ્રીરંગનાથે આપી. અને તેથી આ નશ્વર દેહ છાંડી તે સદા સારૂ તેના નિત્ય ધામમાં તેમને મળ્યા. એમ ઇતીહાસ છે, તેવાજ ઇતીહાસ શ્રીબદ્રીનારાયણ, શ્રીજગંનાથજી, શ્રીનાથજી, શ્રીવેંકટેશજી, આદી અર્ચાઓના પુષ્કળ છે. શ્રી પુંડરીનાથના ભક્તો તુકારામ, નામદેવ, જ્ઞાનદેવ, ભાનુદાસ, એકનાથ, જનુબાઇ, આદી પુષ્કળે એ અર્ચા અવતારની પણ અતિમાનુષતા

અનુભવી છે. એજ યોગીના અંતરયામી, એજ બ્રહ્માના નારાયણ એજ દેવો અને માણસોના ત્રીવિક્રમ, અને રામકૃશ્ન એ ભગવાન એના એ છે તેનાં નામરૂપ ધામ કામનો પાર નથી. આ ન્હાના ગ્રંથમાં શ્રીરંગનાથ, શ્રીવામનજી અને શ્રીમન્નારાયણ માટે પ્રથમના શ્લોકોમાં કહી પછી વધુ તો અમારા સૌના અતિ પરિચિત શ્રી રામસ્વામી અને શ્રીકૃશ્નચંદ્રની અતિમાનુષતા કહી છે ને એ રીતે અમને અમારા પરમેશ્વરની પીછાણ જે આજસુધી જૂદા જૂદા વાંચન સત્સંગ સમાગમથી થઇ છે તેમાં વૃદ્ધિ કરવાને આ અતિ-માનુષ ગ્રંથ અતિ ઉપયોગી છે એમ ધૈર્ય શ્રદ્ધા ને સુવિચારથી તે સંપૂર્ણ વાંચવાથી સિદ્ધ થશે માટે હાલ અલમ્--( બસ ).

---

श्रीमतेरामानुजायनमः

# अतिमानुषस्तव.

श्रीमान रामानुज स्वामीना प्रथम शिष्य कांची नगर पासे कूरनामना गामना राजा तेथी "कुरेश" ए नामथी प्रख्याति पामेला कविराजना करेला पांचस्तव माहेनुं आ एक छे, तेथी 'परमेरनी पीछाणु' अमने बहु सारी रीते थशे माटे तेमना ए उपकारना बदलामां तेमने जे श्लोकथी तेमनाथी लाभ लेनारा तेमने नमन करता आव्या छे, तेज शब्दोमां आपणे नमन करीये " प्रथम नमुं गुरुदेव को, जीने गोविंद दीये बताय " ए न्यायथी प्रथम एमज थवुं योग्य छे.

**श्रीवत्स चिन्हमिश्रेभ्यो नम उक्ति मधीमहि**
**यदुक्तय स्रयी कंठे यांति मंगल सूत्रताम्.**

अर्थ—जेमनुं श्री वत्सचिन्हमीश्र एहवुं नाम छे तेमने " नमः " एवुं अमे कहीये छीये जेमनी वाणी वेदत्रयना कंठमां मंगल सूत्ररूपे थइ छे.

वेदवाणी जेमनी वाणीथी धणीयासी थइ छे. एटले वेदवाणी समजाववा माटे तेमणे जे वाणी वापरी तेथी तेना धणी परमेश्वर अमने परखाया छे गुरुए गोविंद ओळखाव्या छे ते केवी रीते ए हवे स्तोत्र शरु करी जाणुवा मांडीये.

**अति मानुष शील वृत वेषैः**
**राति वृत्तामर विक्रम प्रतापैः**
**अति लंघित सर्व लोक साम्यं**
**वरये वैष्णव वैभवावतारम् ॥ १ ॥**

અર્થ દીંડી—અતિ માનુષ છે શીલ વૃત્તિ વેશ,
સુર પરાક્રમ પ્રતાપથી વિશેષ;
સર્વ લોકની સમાનતાથી પાર,
વરૂં વીશ્નુના વૈભવ અવતાર. ૧

વિવેચન—પરમેશ્વરને સહુ નર જાતિ કહે છે તેથી પ્રથમ કહે છે તે માણુસ કરતાં સ્વભાવ આચરણુ ને આકારમાં ચઢીયાતા છે.

સામાન્ય લોક સર્વ દેવ સમાન છે એમ માને છે માટે એ ભૂલ ભાગી પરમેશ્વરની ઠીક ઓળખાણુ કરાવવા કહે છે. સુરનાં પરાક્રમો કરતાં એમનો પ્રતાપ વિશેષ છે.

એથી કંઇક વધુ સમજનારા બ્રહ્મા વિશ્નુ મહેશ ત્રણને સમાન ગણે છે તેમને પણુ સત્ય સમજાવવા કહે છે કે સર્વે લોકમાં એ પરમેશ્વરના સમાન કોઇ નથી તે ઇશ્વરોનો ઇશ્વર માટે જ અમે પરમેશ્વર કહ્યો છે. તે કોણુ ? તે તેના નામથી જ સમજાઇ જાય તેમ છે.

શીવ બ્રહ્મા તો એક અંડમાંના ઇશ્વર ને આતો અ્હેવાં કોટી બ્રહ્માંડોમાં જાતે રહ્યાછે એટલે " વિશ્નુ " તેજ એ. પછી તેના અંદર તેનાથી વીશેષ કોઇ નથી, નહોતુ, ને નહી હોય, તે પરમેશ્વર છે. એમ તેમણે તેમનાં કરેલાં બીજાં સ્તવોમાં બહુ સારી રીતે સમજાવ્યું છે પણુ અહીંતોઃ-

એ વિશ્નુના વૈભવ અવતારનું વરણુ કરે છે એટલે તેના અવતારોની વધુ સમજ આપે છે. સર્વ ઠેકાણે સર્વમાં સદા પરમેશ્વર છે એમ આસ્તિકો માને છે પણ તેનામાં સર્વશક્તિ છે તે દયાસાગર છે ઇત્યાદી તેનો વૈભવ તેતો તે અવતાર–આકાર ધારણુ કરે ત્યારે જ સમજાય, અવતારોથીજ તેણે તે સમજાવ્યું છે પરમેશ્વરની વધુ પીછાંણુ એથીજ તેની પ્રજાને પડી છે ને પડે છે; ને તેમાંજ લોકોને શંકા પણુ ઉઠે છે કે તે અવતારો તો માણુસોના કેમ નહી ? તે ખાસ સમજાવવાજ આ " અતિમાનુષસ્તવ છે એ વિશ્નુના વૈભવ અવતારોથીજ પરમેશ્વરની બીજા ધર્મો બીજા પથો કરતાં અમને વધુ પીછાણુ થઇ છે તે આહાવા સ્તોત્રકારોનાજ પ્રતાપે માટે તેમનો લેખ આગળ વાંચીએ વિચારીયે જેટલું ગળે ઊતરે તેટલી વધુ પીછાણુ થશેજ.

श्रेयः किरंतु किरणा श्चरणारविंद
निष्पंद मान मकरंद रसौघ देश्याः
तज्जाः श्रुतेर्मधु न उत्स इति प्रतीता
मांगल्य रंग निलयस्य परस्य ध.म्नः ॥ २ ॥

હરીગીત છંદ–અર્થ—

અરવિંદની મહીંથી વહે મકરંદ મધુરૂં જે રીતે,
શ્રુતિ વદે છે "મધુના પ્રવાહ" જણાય અમને તે રીતે;
મંગળ નિલય એ રંગના સ્વામી પરમ ધામી તણા,
ચરણારવિંદોના કિરણુ વરસાવજો શ્રેયો ઘણાં.

વિવેચન—વિશ્નુ એટલે બધામાં રહેનાર તે બધેજ ને સદાજ છે પણ તેનો ખાસ અનુભવ કરવા તેના વૈભવનો લાભ લેવા માટે માણસો મુક્તિ માગે છે, આ નશ્વર જગતની પાર પરમાત્મા વિશ્નુનું નિત્ય ધામ છે ત્યાં તે સાકાર સદા છે એમ બધા આસ્તિકો માને છે. કેવો આકાર એ માટે કહેતાં ગડબડાય છે કારણ એ પરમ બ્રહ્મ પુરૂષોતમ કહેવાય છે પણ માણુસ જેવા તો નહીજ. એ અતિમાનુષ છે અને સૌ ભકતો તેને છેવટ મળવાની આશાથીજ તેની ભક્તિ કરે છે તે તેને પામ્યા કે કૃતાર્થ ! તેના ચરણોમાં ત્યાં જઇ નમે તેમનાપર એ ચરણકમળમાંથી ઝરતાં દીવ્ય અમૃતના પ્રવાહથી તરબોળ એ બ્રહ્મરસમાં નિમગ્ન તેઓ થાય છે એની સાબીતી અહીં આપવાને ત્યાં જે વિશ્નુ છે તેજ અહીં પોતાથી અર્ચાઅવતારરૂપે પ્રકટે છે તે સ્વયંવ્યક્ત કહેવાય છે. વિશ્નુના વૈભવના અવતારોમાં અર્ચા અવતાર એ અમો માણસો અને દેવો માટે સદા અર્ચન કરવા સારૂજ છે. તે પરમેશ્વરે પોતાની પીછાણ કરાવવા સારૂજ ધર્યા છે. તેનું સવિધી સપ્રેમ અર્ચન કરે તો એજ દીવ્ય સુધાનો અનુભવ અહીં તેનાં ચરણારવિંદમાં નમન કરવાથી થાય છે બલકે દૂરથી તેના દર્શન કરવાથી પણ તે ચરણ ચંદ્રના કીરણો અમારાપર વરસી અમારાં અનેક પ્રકાર શ્રેય કરે છે ને તેમ પોતાનું થયું છે તેથીજ અનુભવ સિદ્ધ સ્તોત્ર કરતી વખતે હજી આ લોકમાં હતા તેથી વધુ શ્રેયો માગે છે જે પરમપદના ધામી તેજ રંગધામી છે. એ વિશ્નુનો વૈભવ અહીંઆ આકારમાં કલ્યાણ માટે પ્રકટ થાય છે તેથી તેવું ચ્હાવા માગવા અમને શીખવે છે તેમ કરવાથી અમને એ આનંદઘનના આનંદની અહીજ

પીછાણુ અમારી યોગ્યતા પ્રમાણે થવા માંડશે. શ્રેયો થયે જશે, વધે જશે.

પરમેશ્વરનું ધ્યાન ધરે તે વેળા તેનું સ્મરણે સૌ કરે છે, પણ તેને જોયા વિનાનું ધ્યાન તે અનુમાનજ અટકળીયું. યોગીયો તે યોગવિદ્યા સાધી ક્રમે એ રસ્તે પરમેશ્વરને પીછાણવા મથે છે એ ધારણા મનુષ આકારની પણ તે અતિમનુષ્ય–દીવ્ય જ્ઞાન આનંદમયની કરે છે. યોગ સિદ્ધ થયે યોગીના હૃદય કમળપર તેનો અનુભવ યોગીને તેના પ્રેમને લઇને થાય છે. હૃદયના પ્રેમે તેના શ્રીપાદમાં વંદન કરવાની ભાવના છે, એ માનસીક સેવા કરે છે. એ રીતે પરમેશ્વરની પીછાણુ થઇ શકે છે પણ તે કરવા અમારી શક્તિ ન હોય તો જે પરમધામી જે યોગીના અંતરયામી તેજ શ્રીરંગસ્વામી છે. એના ચરણમાં નમન કર્યા કર્યાથી તેનુંજ ધ્યાન ધર્યાથી એજ યોગીયોના પ્રેમની લાલી આ શ્રીરંગરાજના ચરણમાં પણ અનુભવાશે એમ સમજાવવા કહે છે.

**श्रीमत्परां कुश मुनींद्र मनो निवासा**
**तज्जानु राग रस मज्जन मंज साप्प**
**अद्याप्पना रत तदुत्थित राग योग**
**श्री रंगराज चरणांबुज मुन्नायामः ॥ ३ ॥**

અર્થ–છંદ—મુનિરાજ શ્રીમત્ પરાંકુશના મનવિશે વસવા થકી,
તેમાંહે પ્રકટેલો ચડયો અનુરાગ રસ જેને અતિ;
અદ્યાપિ તે લાલી નથી ચાલી ગઇ જેમાંથી કણ,
શ્રીરંગરાજ ચરણકમળ તેમાં અમે કરીયે નમન.

વિવેચન—દૂર દેશમાં રહે શ્રીમત્ પરાંકુશ યોગીરાજે શ્રીરંગરાજનું હૃદયમાં ધ્યાન કર્યું ત્યાં અંતરયામી પ્રકટયા તે એજ–એજ ચરણુમાં ત્યાંના જાણે પ્રેમની લાગેલી રતાશ છે ને તેવો તેનો અનુભવ અહીં એ પદમાં નમનાર કુરેશ સ્વામી કરે છે.

તેમનાં પાંચ સ્તોત્રમાંના શ્રીવરદરાજ સ્તોત્રના બદલામાં તેમને દીવ્યચક્ષુ મળ્યાં હતાં એટલે તે અર્ચા અવતારમાં દીવ્ય અનુભવ કરીને અમને અનુભવ સિદ્ધ કહે છે કે જે અંતરયામી તેજ રંગ ધામી છે. વળી પ્રભુના અવતારોની વારી ચાલી ગઇ તો ચિંતા નથી. અર્ચા એપણ અવતાર છે તેનો લાભે લેવાય એમ બીજા શ્લોકમાં કહ્યું તેમ તે અર્ચા અવતાર પાસેજ ન રહેવાય તોપણ " કયાં સૂર્ય ને કયાં કમળ " તેમ અમે ગમે ત્યાંથી તેનું ધ્યાન કરીયે–સ્મરણ કરીયે તોએ અમારૂં કામ થાય છે એ માટે પણ અહીં શ્રીપરાંકુશ સ્વામીનો દાખલો લીધો છે. તેમણે દૂર દેશમાં રહે શ્રીરંગનાથના ચરણારવિંદનું હૃદયમાં સ્મરણ કરેલું "મનન્ કરેલું–માટે તેમને મુની કહ્યા છે. પણ તે સ્મરણ એવા અનુરાગ–પ્રેમ પૂર્વક તેમણે કર્યું કે જાણે તેમના પ્રેમની લાલી પ્રભુના શ્રીપાદપર છાઇ તેથી તે ચરણ લાલ કમળ જેવા લાગે છે. અર્થાત્ ચરણને તેવા રંગ–રાગવાળા ધ્યાયી તે લાલી પ્રેમ અમારાપર અસર કરે માટે અમારૂ મન પણ તેમાં તે રીતે લગાવવું એ રીતે મનથી તેમાં નમન કરવા શીખવ્યું છે.

એ ચરણનું સ્મરણ કરતાં બીજા પણ ઘણા વિચારો કરવાના છે, જેમકે તેમાંનાં ચિન્હોનું તે સાથે સ્મરણ કરવામાં આવે છે. ચરણમાં નમન માત્ર નહી પણ તેના આકારનું ધ્યાને કરવું, તે ચરણના આકારમાં અનેક મંગળપ્રદ અનેક ચિન્હો છે તેનું અનુ-

સંધાન કરે છે. તે તે ચિન્હો અમારૂં શું શું શ્રેય કરે તે વિશે વિસ્તાર થાય માટે અહીં નથી કહ્યું. આ અતિમાનુષપણું બતાવવા સ્તોત્ર કરેલ છે પણ "તે બધાં શ્રેય અમને મળો" એમ તેથીજ પ્રથમજ કહી દીધું છે.

**वज्रध्वजांकुश सुधा कलशात पत्र**
**पंकेरुहांक परि कर्म परीत मंतः**
**आपाद पंकज विश्रृंखल दीप्तमौलेः**
**श्रीरंगिण श्वरणयो र्युग माट श्रयामः ॥ ४ ॥**

છંદ—છે વજ્ર ધ્વજ અંકુશ સુધાનો કળશ તેમજ છત્રને
વળી કમળ આદિ સુચિન્હ બહુથી અલંકૃત પદપદ્મ એ;
જેના કિરિટની કાંતી પદથી શીખ સુધી ફેલી રહી,
તે રંગનાથ ચરણ યુગલને આશ્રયે રહીયે અહીં.

વિવેચન—પાદતલનું ધ્યાન કરી ન અટકવું પણ છેક શીખા સુધી વૃતી લઇ જવી ત્યાં છેવટ કીરીટ મુકટ છે તે ચક્રવર્તી સર્વેશ્વરપણાનું ચિન્હ છે. એ ધણીનો કોઇ ધણી નથી તેના ચરણમાં માત્ર નમનજ નથી કરતા પણ તેના આશ્રયી બની રહીયે છીયે કે તેનો સદા લાભ મળે. સદાનું નમન છે એમ વિચાર કરવા આ શ્લોકથી શીખવું.

અર્ચા અવતાર અને વિભવ અવતાર એ બેઉ પ્રકારના રૂપ એકજ સર્વેશ્વરનાં છે. "એ ભગવાન એના એ છે" અને તેથી અવતારને નમો કે અર્ચા અવતારને નમો તે એકનેજ તેના તેનેજ નમન છે. વળી તે પ્રભુ અર્ચા કે અવતાર જેટલાજ આકારમાં છે ને બીજે નથી એમે નથી જ્યાં નમો ત્યાં તેને નમન પહોંચે છે તે મૂળે તો અનંત અપાર છે બલ

કે તેનું આખું રૂપ તો શું તેનો એક ભાગ એક પાદ પણ આખા જગતમાં ફેલી રહે છે. ને ત્યારે સર્વ સર્વત્ર તેને નમન કરી શકે છે. એ માટે ત્રિવિક્રમ અવતારનું દષ્ટાંત દેતા થકા તેથી પ્રભુના આકારની તેવી પ્રભૂતા સિદ્ધ થઇ છે એ સમજાવતા થકા તેજ રૂપવાળા તે રંગનાથ છે એમ માની શ્રીરંગનાથને નમન કરે છે. એ રીતે વળી અહીં અર્ચા અને અવતારની એકતા સમજાવે છે.

श्रीरंगराजचरणौ प्रणुमो ययोः खल्वेक
स्त्रिविक्रम विधौ वसुधामशेषाम्
न्यक्रंस्त साचल कुलामपि विप्रकीर्ण
स्थूलावलग्न सिकतामिव निर्णतोच्चम् ॥ ९ ॥

છંદ—જેણે ત્રિવિક્રમ રૂપે એક પદે બધી વસુધા અહા ?
માપી જદા, ચલને અચલ ફેલાયલું સઘળું તદા—
નીચું અને ઊંચુ ચરણમાં રેત ચોંટયા સમ થયું,
તે શ્રી રંગાધિશના ચરણમાં નમ્ર શીશ નમી રહ્યું.

વિવેચન—શ્રીરંગનાથ એટલે કોણ ? તેના ચરણમાં કેટલી કેવી શક્તિ છે ? તે જ્યારે ત્રિવિક્રમ અવતાર થયા ત્યારે એક પદ આગળ આ બધું વિશ્વ તો રેતીના કણ જેવડું લાગ્યું. બધું તેના પદ નીચેજ છે એમ સમજાયું પછી તે ચરણમાં અમે નમીયે એમાં શી મોટી વાત ! દેવો રૂષીયો તેની નીચેજ છે. તે કેવળ કૃપાથી અમારે માટે આવડા ન્હાવા અર્ચારૂપે થાય છે મૂળે તો અપાર છે.

પૂરાણોના સાંભળનાર કે વાંચનાર અવતારોનેજ જાણે છે પણ અવતારોનું મૂળ ક્ષીર સાગરવાસી શ્રીમન્નારાયણ એ કયું રૂપ ! એવાં

કેટલાં રૂપ ! કોને માટે ! માણુસ કરતાં ચઢીયાતા અધિકારીયો દેવો રૂષીયો ભકતો ભાગવતો અનેક કોટીવાળા અસંખ્ય છે તેમને માટે તેવાં ધામ ને તેવા આકાર આ બ્રહ્માંડ રહે ત્યાં સુધી ત્યાં બન્યા રહી ત્યાંનાં નિવાસી ને પોતાના તેમને યોગ્ય અનુભવ આપવા એના એ ભગવાન એ રૂપો ધારણ કરે છે. એ વિશે સાત્વિકપૂરાણો કરતાં સાત્વિક તંત્રોમાં ઘણું છે. એ વર્ગનું નામ શાસ્ત્રમાં "व्यूह" છે તેમાં કાર્ય પ્રમાણે ગુણ પ્રાકટયના વિભાગ છે તે વિશે અહીં એક શ્લોકથી કહે છે કારણ એ રૂપો પણ "અતિમાનુષ" છે.

ज्ञानं बलं विपुलमीशन वीर्य्य शक्ति
तेजांसिच त्रियुग भुय मु पागतानि
पूर्णानिषड् च परिगृह्य भवं श्चतुर्धा
भक्तंजनं त्वमनुज ग्राहियाऽनुरागात् ॥ ६ ॥

છંદ—અતિ જ્ઞાન બલ ઐશ્વર્ય શક્તિ વિર્ય તેજ અતી ઘણાં
ત્રણયુગ કરી ત્રણ રૂપો જેનાં "વ્યૂહ" ને નામે ભણ્યાં;
પરિપૂર્ણ ષડ્ગુણ સ્વીકારીનેં જે ચતુર્ધા છે થયા,
તે ભક્ત જનના ઉપરના અનુરાગથી જણુવી દયા.

વિ—ભગવાન્ એટલે છઐશ્વર્યવાળા એ છ તે–જ્ઞાન–બળ ઐશ્વર્ય શક્તિ વીર્યને તેજ એમ છ છે. તેમાંના બેબે ગુણ જેમકે જ્ઞાન ને બળ જે રૂપથી ખાસ પ્રકટ કર્યાં તેનું નામ સંકર્ષણ–એમજ બીજા બે ગુણથી "પ્રદ્યુમ્ન" ને ત્રીજાયુગ–જોડલાથી "અનિરૂદ્ધ" જેને અમે ક્ષીર સાગરવાશી શ્રીમન્નારાયણ કહ્યા. જે દશ અવતાર ધરે છે જેની નાભી થકી બ્રહ્મા પ્રકટે છે તે. એમ ત્રણ રૂપને "વ્યૂહ" કહે છે ને જે રૂપે ભગવાન્. ષડૈશ્વર્ય પૂર્ણ છે તેનું નામ 'વાસુદેવ' છે, એ રીતે

એના એ ભગવાન એક તે ચારરૂપે થયા તેમાં હેતુ "દયા" છે ભકતો ઉપરનો અનુરાગ–પ્રેમ–છે. એ બધુંજ અતિમાનુષ છે. નાભી-માંથી કમળ તેમાંથી બ્રહ્મા! એ શું આશ્ચર્ય શ્રેષ્ટ છે! એવાં કેટલાં બ્રહ્માંડ એ મહાપૂરૂષના ઊદરમાં છે તેનો પાર નથી એજ ખરી અતિ-માનુષતા છે. માણુસની મતિ તે સમજતાં પણ થાકે. અનાદી કાળથી અનંત કાળ પર્યંત એવા બ્રહ્માંડોને કાઢે ગળે એમ કર્યાંજ કરે તેની સંખ્યાજ થાય તેમ નથી. એ રીતે પણ અનંત અપાર જ!! તો પણ અહીં અર્ચા–અંતરયામી અવતાર અને વ્યૂહ એમ પરમેશ્વરના ચાર પ્રકારના આકારોની પીછાણુ કરાવી–તે રૂપ શી વસ્તુનું છે? એ પણ અતિમાનુષ વાત છે. માણસ દેવને રૂષીના શરીરો તો પંચમહાભૂતનાં છે આ રૂપો તેવાં નથી. આવાં શબ્દ સ્પર્શ રસ રૂપ ગંધ તેમાં નથી. તે પ્રાકૃત નથી જ એટલે શ્રુતિ જેમ તેને આવા ગુણોવાળાં નહીં એમ નિર્ગુણ, અહાવા આકારવાળાં નહી એ રીતે નીરા-કાર કહે છે. તેમજ દીવ્ય કલ્યાંણ ગુણ આકારવાળાં ખરાં એમ પણ વરણવે છે. તે વિશ્વનારૂપ જેવા નથી તેમ દીવ્યરૂપે છે જ–આનંદ-ઘન આનંદપ્રદ છે જ–શ્રુતિ કહે છે કે એ રસ બીજાને આનંદી બનાવે છે રસજ તે છે–એ રીતે પરમેશ્વર નિર્ગુણ છતાં સગુણ સાકાર છતાં નીરાકાર શી રીતે તે સમજાવે છે.

एकांत मंगल गुणास्पद मस्त हेयं
नित्यं पदं तव यत स्तत एव देव।
आम्नायते तदिह विश्व विरुप रुपं
ते नैव नान्विद मशब्द मरुप माहुः ॥ ७ ॥

અર્થ-હરીગીતછંદ-મંગળ ગુણોનું ધામ દોષ સમરતથી છે દૂર જે
તેવું તમારૂં નિત્ય પદ તેને અરૂપ શ્રુતિ કહે
પણ એજ વિશ્વથી વિલક્ષણ રૂપો ધરીને છે રહ્યા,
તેથી શ્રુતિયે દેવ તમને રૂપવાળા પણ કહ્યા—

વિવેચન—ભગવાનના આકાર દુખમીશ્ર પ્રાકૃત નથી અનિત્ય નથી એટલે વિશ્વનારૂપો જેવા નથી એ રીતે અરૂપ, ને બીજી કોઇ એક પ્રકારના એટલે કે વિશ્વના રૂપો કરતાં વિલક્ષણ તે મંગળ ગુણના ધામ ખરા ને તેથી શ્રુતિયે તેમને તેવા કહ્યા છે. તેના જેવા તેજ છે.

અને તેથીજ તે સર્વને સદા સરખા નથી દેખાતા. યોગ્યતા પ્રમાણે તેનો અનુભવ થવા ન થવાથી તે દેખાય એવા નથી અને છે એમ કહેવાય છે. તેની વિલક્ષણતાને જોવાને દ્રષ્ટી પણ વિલક્ષણ ચર્મચક્ષુ નહી પણ જ્ઞાન ચક્ષુજ જોઇએ. એજ પ્રમાણે તેના બધા ગુણોનો અનુભવ કરવાને બધી ઇન્દ્રીયો નકામી અને જ્ઞાન રશ્મીયોજ ઉપયોગી થઇ શકે છે અતિ મનુષ રીતેજ અતિમાનુષનો અનુભવ કરી શકાય છે. તેવા થઇ સકાય છે થયા તેમણે તેવા લહ્યા ને તેમણે તેવા કહ્યા છે તે પરથીજ અહી કહે છે.

शब्दादि हेय इह गोचर इन्द्रीयाणां
तत्प्रत्यनीक विभव स्त्वमतींद्रियोऽसि
तेनैव तेन बत दर्शन मस्ति किंचित्
वाचोधियश्च ततएव न गोचरोसि ॥ ८ ॥

અર્થ-છંદ-આ શબ્દ આદિ 'હેય' જે ઇન્દ્રીયોથી સમજાયછે.

તેથી બીજી રીતના તમે છો એમ ગાન ગવાયછે.
દર્શન તમારૂં તે થકી વીરલા જનોને થાયછે,
વાણી મતીના વિષય નથી એ–એ રીતે કહેવાયછે.

આ શબ્દરૂપને સાંભળવા કાન આકાશ તેમ તેજ આંખ જોઇએ એ શબ્દરૂપ પણ નાશવંતઃ એ રીતે એ 'હેય' છે ખામીવાળાં છે પ્રભુ તો પોતેજ કોટી સૂર્ય જેવા છે, તેને તેવા જોવાને આ આંખ નકામી છે. બલકે જે જુવે તે પણ અહાવાજ એમ કહી શકતા નથી કારણ તેની ખૂબીયોનો પાર નથી તેને ઉપમા દેવા જેવી વસ્તુ અહીં છે નહી, એટલે તે અનુભવી પણ " મુંગે સાકર ખાધી." જેવાજ જે કહે તે છે તેને ઓછું જ પડે છે. "ભગવાન મન વાણીના વિષય નથી" એટલે તેમને કોઇ જાણી શકે કે તેમના વિશે કહીજ ન શકે એવા તે નથી તે મનથી સમજાય છે. જ્ઞાન રશ્મીથી દેખાય છે પણ તે પાછું તેનાથી બીજાને તેના વિશે કહીને સમજાવી શકાય તેમ નથી. અમૃતનો સ્વાદ દેવજ જાણે એવું છે.

અને જો એમજ છે તો પછી અમારે તમારે આ દેહે આ અવતારે તો તેના અનુભવની આશાજ ન રાખવી એમ નથી. તેની ત્યાંજ ખરી અતિમાનુષતા છે કે તે કોટી સૂર્યના જેવા તેજવાળા હોવા છતાં પોતાના તેજનો એટલો બધો સંકોચ કરી શકે છે, કે પામર આંખ પણ તેને જોઇ શકે. અમારે માટે અમારા યોગ્ય થઇ શકે છે. સર્વશક્તિમાન અને તે વિલક્ષણ તે એજ રીતે એ વિશે કહેવા માંડે છે, અમારાપર કેટલી દયા છે, અમારે માટે શું શું કર્યું છે કરે છે તે કહે છે.

**एवं स्थिते त्वदुप संश्रयणा भ्युपायो**

मानेन केन चिद् लप्स्यत नोपलब्धुम्
नो चेदमर्त्ये मनुजादिषु योनिषु त्वम्
इच्छा विहार विधिना समवातरिष्यः ॥ ९ ॥

અર્થ-છંદ—એવા હોઇને જો કદિ મનમોજ સમ ધરી દેહનેં,
જન આદિમાં જનમો નહીં જન ઉપર ધારી નેહનેં;
તો આપનો આશ્રય ગ્રહણ કરવા ઉપાય ચહો ચિત્તે,
જે ધરત આશા-પૂરી તેવી થાત નહિં બીજી રીતે.

વિવેચન—પરમેશ્વર અનંત અપાર તો છેજ, પણ પોતાના ઇચ્છાથીજ મનુષ્ય દેવ આદિ રૂપોમાં પ્રકટ ન થાય તો માણસો તેનો શી રીતે આશ્રય કરે! તેની ખૂબી દેખે નહીં તો તેનાપર પ્રેમ શી રીતે આણે? તેની પાસે માગવું તે કયાં માગે! જેને કહે તે સાંભળે છે એમ તે કહેનારને ભાસ થનો જ જોઇએ, તેમ જેણે સાંભળ્યું તેણે બીજાનું પણ દુઃખ હયુ હોય તોજ તેને વિનવવા પ્રવૃતી થાય! એ રીતે પ્રભુનું હોવાપણું તેનું દયાળુ-દાતારપણું સિદ્ધ કરવાનું ખરૂં સાધન તેના અવતાર આકારજ છે પ્રભુ એટલા સહેલા થાય છે ત્યારેજ માણસો આસ્તિક પ્રેમી પવિત્ર બની શકે છે તેનાં તેવાં ચરિત્ર જાણી બીજા તેમ કરતા થાય છે. એ ઇશ પ્રકટેછે પોતાની મોજથી પણ દેવરૂપીનું તેથી બહુ પ્રકારે ભલું થાય છે.

પ્રભુની વડી પ્રભૂતા અમારા લાભની પ્રભુતા એજ છે કે તે છોટા મોટા સહુને માટે સરખી કૃપા કરે છે. શહેનશાહ પોતાના મંત્રી સરદારોને મળે, ઇલાકામાં ગવરનરોને જીલ્લામાં કલેકટરોજ તે પ્રાંતના લોક માટે સરકાર, અને ગામડાના લોકની દોડ તો પટેલ

તલાટી સુધીજ પહોચી શકે, જયારે પ્રભૂ જેમ બ્રહ્મા માટે તેમજ દેવ માટે રૂષી માટે રાજાઓ શ્રીમંતો જ્ઞાની કે યોગી સારૂ, તેમજ દીન દુખી નીચજાતીનાં મનુષ્યો અજ્ઞાનીયો સારૂ પણ પોતેજ તેમનામાં પ્રકટે છે અને ખરાં પ્રેમીને જાતે પ્રેમ દેખાડે છે એટલે તેનાપર તેની તમામ પ્રજા ખરા પીતા તરીકે આશા વિશ્વાસ દાવો રાખી શકે છે. એવી મનમોટાઇ એનામાંજ છે એવાં સહુના મન તેજ પૂરાં કરી શકે છે. તે વિશે કહે છે.

शीलः क एष तव हंत दयैक सिंधो
क्षुद्रे प्रथक् जनपदे जगदंड मध्ये
क्षोदीय सोपिहि जनस्य कृते कृतीत्वम्
अत्रावतीर्य्य तनु लोचन गोचरोऽभूः ॥ १० ॥

અર્થ–છંદ–આ શીલ તે ત્હારૂં અહો કેવું દયાસાગર અતી!
જે અંડરૂપી આ જગતમાં ક્ષુદ્ર પ્રથક મનુષ પ્રતી–
અતિ તુચ્છ જેવાં જનો સારૂ પણ કૃતિ કેવી કરે
તું અવતરીને તેમનાં લોચનો ને ગોચર ઠરે.

જયારે પ્રભુ મનુષ્યોમાં અવતરે છે ત્યારે તે કોટી બ્રહ્માંડના સ્વામી છે એવું કશુંજ જણાતું નથી. ગ્વાલબાલ તેની સાથે રમી શકે છે, રામાયણ મહાભારત ઇતિહાસ એ જણાવવા પ્રબળ પ્રમાણ છે.

તે મનુષ્યપેઠે દેવોના પણ સહાયક સખાજ થાયછે, એટલુંજ નહીં પણ જેમ મનુષ્યની વડાઇ ઠરાવવા દશરથ કૈકયીના કહેવાથી વનવાસ ગયા તેમ દેવોનું દેવપણું દીપાવવા પોતેજ તેમના ભક્ત જેવા પણ થયા છે છતાં તે વેળા પોતે કાંઇ પોતાની સત્તા

બાઇ હતી એમ પણ નહી. તે વિશેના દ્રષ્ટાંત સાથે કહે છે.

यं पातकात्सु महतोऽप्युद्धारय स्त्वं
त्वत्पाद वारि परिपुत शिराश्चयोऽभूत्
तं वंदसे किल ततश्च वरं वृणीषे
क्रीडा विधि वंत विलक्षण लक्षण स्ते ॥ ११ ॥

અર્થ છંદ—જેનો મહાપાતક થકી ઉદ્ધાર કીધો છે તમે,
ને જે તમારા ચરણ જળને શીર ધરી પાવન બને;
તેને તમે વંદન કરીને માગતા વર તે થકી,
એ વિલક્ષણજ પ્રકારની ક્રીડા તમારી છે નક્કી.

વિવેચન—મહાદેવજીએ પોતાના પિતા બ્રહ્માનું મસ્તક કાપી નાખ્યું તેથી તેમને મહાપાતક લાગ્યું. બ્રહ્મહત્યા પુંઠે પડી દુઃખ દેવા લાગી ત્યારે તમે બદ્રીગીરીપર નારાયણ રૂપે તેમને તે પાતકથી મુક્ત કર્યા એ રીતે જેમનો તમે ઉદ્ધાર કર્યો.

અને એજ મહાદેવજીએ તમારા પાદસ્પર્શીત જળ–શ્રીગંગાજી મસ્તકપર ધારણ કર્યું છે ને એ રીતે શીવરૂપ જે ઠર્યા છે.

તેજ મહાદેવજી પાસે અવતાર ધરો ત્યારે તમે માણસ જેવા બની તેમને દેવગણી વંદન કરો ને તેમનાથીજ પુત્ર વરદાને માગોછો.

એ રીતે જે તમારાથી પવિત્ર બને, દુખથી છૂટે તેનીજ પાસે તમે તેનાથી છોટા બની છોટી વાત માગો એ કેવી વિચિત્ર લીલા!

પોતે મ્હોટા બનાવ્યા તેનું માન પોતે જ વધારે એમાં ખરી વડાઇ પોતાની છે. મહાદેવજી માણસોને જગસુખના દેનારા છે એમ જગજનને શીખવ્યું ને પોતે તેમના પણ પાવન કર્તા પુજ્ય છે

એમ પોતાનાંને સમજાવ્યું.

પણ અમારામાંના ઘણા એથી એવો અર્થ લે છે કે શ્રીહરીએ મહાદેવના સેવક છે. મહાદેવજી તેમનાથી મ્હોટા છે. એ તેમની ભૂલ છે એવી ભૂલ આ પ્રાકૃત દેહમાં અજ્ઞાન બન્યું રહેવાથી દેવો શું ખૂદ મહાદેવે કરે છે પણ અંતે શ્રેષ્ટ તે શ્રેષ્ટજ ઠરે છે એ વિશે દ્રષ્ટાંતપૂર્વક કહે છે.

**क्रीडा विधेः परिकर स्तव यातु माया**
**सा मोहनी न कतमस्य तु हंत जन्तोः**
**हे मर्त्य सिंह वपुष स्तव तेजसोंशे**
**शंभु र्भवन् हि शरभः शलभो बभूवः ॥ १२ ॥**

અર્થ–છંદ—ત્હારી ક્રીડાની ખરેખર સામગ્રી છે માયા વડી,
તે કયા જનને મોહ હા! નહીં કરી દે કઇયે ઘડી!
નરસિંહ ત્હારા રૂપ સ્હામે શંભુ શરભ બની લઢયા,
તે પ્રભુ! ત્હારા તેજના અંશમાં શલભ બની પડયા.

વિવેચન—શ્રીહરીએ નૃસિંહ રૂપ ધરી જ્યારે હિરણ્યકશ્યપને માર્યો, ત્યારે તેનો પક્ષ ધરી શંભુજી–સિંહને પણ મારી શકે એવા શરભ નામે ભયંકર પ્રાણીનો દેહ ધારણ કરી તેમને હરાવવા આવ્યા. પણ અહીં દેહની વડાઇથી વડાઇ હતી જ નહીં. નૃસિંહ દેહમાં રહેલ તમારા તેજ આગળ તે શલભ એટલે પતંગીયા જેવા થઇ પડયા એટલે અગ્નિના તેજમાં પતંગ ઝીપલાઈ અસ્ત પામે તેમ તેમનો શરભ દેહ તેમના તેજમાં નાશ પામો ગયો. એવી કથા પુરાણોમાં છે પ્રભુ તે પ્રભુજ છે.

દેવો કે મનુષ્યો જ્યાં સુધી આ માયામાં છે ત્યાં સુધી તેમનો

તેથી મોહ થાય છે એ માયાના ખરાસ્વામી શ્રીહરીજ છે ખરેખર તેનેજ તે વશ છે. બીજા તો આ પ્રમાણે એ માયાને વશ બહુવાર થઇ જાય છે. પ્રભુને એથી ગમત પડે છે ને તેથી તે તેમ થવા દે છે પોતેજ માયા પરિકરથી તેમ કરે કરાવે છે એ માટે બીજું દૃષ્ટાંત દે છે.

यस्यात्मतां त्रिपुर भंग विधा वधा स्त्वं
त्वच्छक्ति तें जित शरो विजयीच योऽभूत्
दक्ष क्रतौ तु किल तेन विनिर्जित स्त्वम्
युक्तो विधेय विषये षु हि कामचारः ॥ १३ ॥

અર્થ–છંદ—કરતાં ત્રિપુરનો ભંગ–જેના ભીતર આપ પ્રકટ રહ્યા
ને જે તમારી શક્તિશરમાં પેસવાથી જયી થયા.
તેથીજ દક્ષ કૃતુ પ્રતિ હારી ગયા જે આપ તે,
ભક્તની મરજીને પરાધીન થવાની ઇચ્છા વડે.

વિવેચન—જ્યારે મહાદેવજીએ ત્રિપુરનો ભંગ કરવો એમ ઠર્યું ત્યારે તે કેવળ પોતાના બળથી તેમ કરી શકે એવું નહોતું. ભગવાન્ તેમના ભીતર એક રૂપે ને બીજે રૂપે તેમના બાણમાં પેઠા બેઉમાં પોતાની ખાસ શક્તિ મૂંકી ત્યારે શંભુજી ત્રિપુરપર જય કરી શક્યા. અહેવા જે આપના બળથી બળી થાય છે તેજ જ્યારે સતી દક્ષપીતાને ઘેર યજ્ઞના સમારંભપર ગયાં ને ત્યાં પોતાના પતિ ભોળાનાથનું અપમાન થયું જાણી અગ્નિથી દેહ ત્યાગ કર્યો તે સમાચાર જાણી તેમણે કોપીત થઇ યજ્ઞનો વિધ્વંશ કર્યો એ યજ્ઞ વિશ્નુરૂપ કહેવાય એ રીતે તે યજ્ઞરૂપે હરી હારી ગયા લેખાય તે કેવળ ભક્તાધી

ઇચ્છા પૂર્ણ કરવા જ. અર્થાત્ સ્વામી તે સ્વામી જ છે. ભક્તની ખાતર તેને સ્વેચ્છાથી પરાધીન દેખાય એ પણ તેની એ પ્રકારે વડાઇ છે. એવી લીલા તમે કરો છો તમને તે ગમે છે. એમ જણાય છે. તેથી શું ! અમે તમને બીજાંથી છોટા નથી સમજતા.

પરમેશ્વરનો એવો સ્વભાવજ છે ને તે જણાવવા સાથેજ તેનું અતિમાનુષપણું પણ જણાઇ આવે છે એ માટે ખાસ દ્રષ્ટાંત દે છે–

मुग्धः शिशु वंट दले शयितोऽतितन्वा
तन्वा जगंति विभृषे सविकाशमेव
ऐशी मिमां तव तुशक्ति मतर्कितव्या
म व्याजतः प्रथयसे कि मिहावतीर्णः ॥ १४ ॥

અર્થ–છંદ—ભોળા શિશુ અતિ સૂક્ષ્મ તન ધારી સુતા વટ દલ ઉપર
રાખ્યું ઉદરમાં જગતને સવિકાશ, તેવા સમય પર
અહાવી તમારી અતર્કિત શક્તિ સ્વભાવિક ઇશ છે
તે પ્રકટ કરવાને તમે અવતરોછો અહીં જન વિશે.

વિવેચન—મારકંડેય મહર્ષીએ તપ કરી શ્રીહરીથી વરદાન મેળગ્યું કે તેઓ પ્રલયમાં જ્યારે કોઇ કાંઇ રહેતું નથી ત્યારે પણ રહે–એટલે પ્રભુ-ની માયાને સંપૂર્ણ જોઇ શકે અને એ પણ જોઇ શકે કે પ્રલયમાં કયો દેવ કેવા રૂપે કયાં રહે છે, તે જગતનો લય કરી તેને કયાં રાખે છે ? એ રીતે ખરો સર્વેશ્વર અને તેની એ અગાધ શક્તિનો પોતાને સાક્ષાત અનુભવ થાય. તે શ્રીહરીએ તેમને અહેવી ખૂબીથી દેખાડયું કે જાણે પ્રલય થવાથી બધુજ જળમય થયા છતાં મારકંડેયરૂપી જીવતા રહ્યા અને તેમણે તેવા જળમાં એક વટનું વૃક્ષ ને તેની એક ડાળી ના

અંદરના એક પત્તા ઉપર એક મીઠડું બાળક દીઠું. તે કોણ ને કેમ બચ્યું એ વિચારે છે ત્યાં તો પોતેજ તેના પેટમાં પેશી ગયા ને તેમાં બીજું જગત્ વિસ્તારીત દીઠું ત્યાં પાર ન પામવાથી થાકયા કે પાછા બ્હાર તે બાળક આગળ આવ્યા; ને તેનાથી તે વેળા જાણ્યું કે એજ સર્વેશ્વર છે ને અહેવી તેની અચિંત્ય શક્તિથી તે જગતને પોતાના ઊદરમાં રાખે છે. અહેવા તો કેટલાંએ જગત જેના ઊદરમાં છે તે પાછા તેજ જગતમાં એક ભાગમાં એક પ્રકારના જંતુ–માણુસોમાં માણુસ જેવડા થઇ અવતાર લે છે એથી તેની અઘટીત ઘટના બીજા કોઇથી ન બની શકે એવી શક્તિ ! એવી મન મ્હોટાઇ ! સિદ્ધ થાય છે.

તે એકે સામટે–એકી વેળા, અમારી–જીવોની કેટલી મંડળી-ચોમાં ભાગ લે છે ? તે દેવ મનુષ્ય સૌની સાથે તેમની સભાના એક સભાસદ તરીકે પોતાને ગણાવે છે તે વિશે કંઇક કહે છે.

ब्रह्मेश मध्यगणना गणनार्क पंक्ता
विंद्रानुजत्व मादिते स्तनयत्व योगात्
इक्ष्वाकु वंश यदुवंश जनिश्च हंत
श्लाद्या न्यमून्यनुपमस्य परस्यधाम्नः ॥ १९ ॥

અર્થ-છંદ—બ્રહ્મા મહેશની મધ્યમાં ગણુના કરાવીને રહ્યા,
દ્વાદશ રવિમાં ઇન્દ્ર–અનુજ આદિતી પૂત્ર તમે. થયાઃ
ઇક્ષ્વાકુ વંશ પ્રતિ અને યદુવંશો કહેવાયા ફરી,
અનુપમ પરમ ધામી તમે નિજ કીર્તિને અંગીકી કરી

ન્હાવાં બ્રહ્માંડ તો પરમાત્માની લીલા માટે છે નિત્યધામ તેને યોગ્ય તો શ્રીવૈકુંઠ–વિશ્નુનું એ પરમપદ છે, ત્યાં તે તેના યોગ્ય મંડળીમાં તે સદા આનંદ કરે છે. પણ પોતાના સુયશની વૃદ્ધિ કરવા તે ઇશ્વરોના ઇશ્વર માત્ર ત્યાં પોતાની મ્હોટાઇ ભોગવવાજ ન બેસી રહેતાં અમો પામરોમાં પણ અમારી ખબર લેવા અમારા જેવા થઇ અમારામાં પ્રકટી રહે છે. જેમકે બ્રહ્મા ને મહેશ સાથે વિશ્નુ-રૂપે, બાર આદિત્યમાં એક આદિત્યરૂપે–દેવોમાં ઇન્દ્રના ન્હાંના ભાઇરૂપે–રઘુવંશમાં રામરૂપે યદુવંશમાં કૃશ્નરૂપે–એમ ઇશ્વરોમાં દેવોમાં ને રાજાઓમાં પોતાની ગણુના કરાવી એ ત્હમારી કેટલી મન મ્હોટાઇ ! અને એમ છતાં અમે તમને તેવા રાજા દેવ કે ઇશ્વરજ ગણીયે તો અમારી કેટલી અજ્ઞાનતા !

અવતારોમાં ત્રિવિક્રમ અવતાર માટે શ્રુતી વારંવાર ગુણો ગાય છે, તે વિશે કહે છે. પ્રલયમાં શ્રીહરીજ હતા એતો માત્ર મારકંડેયેજ જોયું પણ જગત અવસ્થામાં પણ એજ પ્રભુ બધામાં રહેલ છે તે સંચરાચર વ્યાપક છે એમ ત્રિવિક્રમ અવતારથી ત્રણે લોકના દેવ અસુર રૂષીને બતાવ્યું ને તે પાછું આપના સ્વભાવ પ્રમાણે લીલા કરવા સાથે તે કેવી રીતે તે કહે છે.

त्वन्निर्मिता जठरगाच तत्र त्रिलोकी
किं भिक्षणा दिय मृते भवता दुरापा
मध्ये कदातु न विचक्रमिषे जगच्चेत्
त्वाद्विक्रमैः कथमिव श्रुति रंजितास्यात् ॥ १६ ॥

અર્થ છંદ.—નિર્મિત આપે કર્યું ત્રિભૂવન જઠરમાં ધારેલ તે.
તે આપનેજ અલભ્ય હતું શું ભિખ્યા વિણુ મળવું ખરે !
આ જગતના વચલા વખતમાં જો નહિ વિક્રમ કરો
તો તમારાં વિક્રમોને શ્રુતિ વરણુતી પુજત ન કે.

વિવેચન—જોયું કે એક અવતાર એવડો ધરો છો કે જેના ઉદરમાં આ બ્રહ્માંડ રહે છે. આપમાં રહેલ આપની વસ્તુ આપ બહાર કાઢી નિર્માણુ કરો છો. એટલે તે આપનું જ છે છતાં બલીરાજા માટે વામન રૂપે ભીખારી બની તે માગવા ગયા એ શું ! તેમ ન કરત તો જગત આપને મળે તેમ નહોતું ? તે વેળાપણુ આપવામાંજ હતું. ને તે આપેજ ત્રિવિક્રમરૂપે વધી બે પાદમાં માપી બતાવ્યું. એટલે એ લીલાજ હતી. ને તે કરવાનો હેતુ શ્રુતિને સાચું કેહનારી પુજ્ય ઠરાવવી એજ, તેમજ સંસાર દશામાં આપનું આપને વશજ ત્રિલોક છે એ સમજાવવું એ પણુ હેતુ ખરો, પરમેશ્વરની વધુ પીછાણુ રામકૃષ્ણ અવતારથી પડે છે ને શંકાઓ પણુ તેમાંજ ઉઠે છે તેથી તે વિશે વિસ્તારે કહે છે, તેમાં પ્રથમ રામઅવતારમાં જે અતિમાનુષ ચારિત્ર કરેલાં તે સતર શ્લોકથી કહે છે. નરચેષ્ટા ને તેજ વેળા સર્વેશ્વર ચેષ્ટા એ કયા કયા પ્રસંગે કેવી રીતે દેખાડી તે સમજાવે છે.

पृच्छापि किंचन यदा किल राघवत्वे
माया मृगस्य वशगो मनुजत्व मौग्ध्यात्
सीता वियोग विवशो न च तद्गतिज्ञः
प्रादा स्तदा परगतिं हि कथं खगाय ॥ १७ ॥

અર્થ-છંદ—પુછું છઊં હું આપને શ્રીરામ રૂપ જ્યહા થયા,
માણુસ સરીખા મોહ પામી માયી મૃગ પુંઠે ગયા.
સીતા વિયોગ વિવશ તમે એ કયાં ગઇ તે ના લહ્યું.
તો પછી પક્ષીને પરમપદ આપવા કયાંથી લહ્યુ.

વિવેચનઃ—જ્યારે રાવણુની પ્રેરણાથી મારીચ અસુર મૃગ થઇને આવ્યો ત્યારે જાનકીજીને લાવી આપવાને મૃગ માયી હતો છતાં ખરો સમજી તેની પુંઠે બાણુ ચઢાવી ધાયા એ કામ એહેવું કર્યું કે જેવું મોહ પામેલ માણસ કરે. ને તે પુંઠે રાવણુ આવી સીતાજીને હરી ગયો એ આપે મારીચને મારીને આવ્યા પછી જાણ્યું ત્યારે પણુ રાવણુ લંકામાં તેણીને લઇ ગયો છે એટલે દૂર જાણુવા જેટલી તમારી શક્તિ નહોતી એમ જણાવવા માણસની પેઠે તમે સીતાના વિયોગથી વ્યાકુલતા બતાવી, ને વિલાપો કર્યા. જો એહેવા અજ્ઞાન અને અશક્તજ હતા તો તેજ હાલતમાં જટાયુને જોઇ તેને આ બ્રહ્માંડની પાર પરમપદ કયાં કેવું છે તે બ્રહ્માદિક પણુ પુરૂં જાણુતા નથી તે તમે અહીં રહે એ સ્થીતિમાં જાણ્યું એટલુંજ નહીં પણુ આપના વચન બળથી તેને ત્યાં મોકલી દીધો. જીવને મુક્તિ—પરમગતિ પરમેશ્વર જ આપી શકે છે એ તમે શી રીતે કર્યું ? અર્થાત્ ખરૂં એજ કે તમે સર્વેશ્વર છો પણુ રામરૂપે તો આજાણી બુઝીને લીલા કરી. તમે માણુસજ છો એમ એથી જે જાણે તે ભૂલ કરે છે.

મુક્તિ આપવી એ કેવડી મ્હોટી વાત છે ને તે પાછી કેવાને અને કેટલીવારમાં કેવી રીતે તે વિશે ખોલીને કહે છે.

अक्षुण्ण योग पथ मङ्ग्य हतं जटायुं
तिर्य्यंच मेव बत मोक्ष पथे नियोक्तुम्

शक्नोसि वेत्सि च यदा सतदा कथंत्वं
देवी मवाप्तु मनलो व्यथितो विचिन्वन ॥ १८ ॥

અર્થ–છંદ–નવયોગ પથને જાણુતો પામ્યો મરણુ બ્રાહ્મણુ થકી,
તે જટાયુ પક્ષીને મોક્ષ પથે પઠાવ્યો જો નક્કી;
તો દેવી નવ મળવા થકી દુખી થઇ અતિશય નિજ ચિતે,
તેનેજ લાગ્યા શોધવા અજ્ઞાનતા એ શી રીતે ?

વિવેચન—ગુરૂ પણુ શિષ્યને યોગ શીખવે તે તે રસ્તે યોગ સાધે તો અંતે મોક્ષ પામે. પણુ જટાયુ તો તેવું કાંઇ શીખ્યો નહોતો તે પક્ષીની જાતમાં પણુ હલકો ને વળી રાવણુ જાતિથી તો ઋષીનો પુત્ર એટલે બ્રાહ્મણુ તેને હાથે મરે તે તો અધમ ગતિએ જવો જોઇએ. તેવાને તમે કેવળ પોતાની શક્તિથી મોક્ષને માર્ગે લગાડી પાર પાડી દીધો. એવાને માટે વિનાશ્રમ એટલા સમર્થને તેજ વેળા જાનકી માટે દુખી ને પાછા અજ્ઞાન ! મોક્ષપ્રદાતા એટલેજ વિશ્નુ સર્વત્ર સર્વજ્ઞ રહેલા સર્વેશ્વર તે તેના વિશ્વરૂપના એક ભાગમાં ને વળી રાવણુને જાનકીના એ અંતરયામી ત્યાં તેમાં પણુ વ્યાપેલ છતાં આપે જે ચેષ્ટા કરી તે કેવળ લીલાજ હતી. સ્વાશ્રિતો પ્રત્યેની લાગણી લૌકીકોને પણુ સમજાવવા, કે બીજુ કોઇ કારણુ એ પ્રભુજ જાણે ? સ્તોત્ર કાર માટેજ પ્રથમ શ્લોકમાં તેનું ખરૂં કારણુ પ્રભૂને જ પુછે છે.

જગતમાં જનના જેવા પહેલાં જણાઇ તેમનો પ્રેમ મેળવી પછી ધીરે ધીરે પોતાની શક્તિ દેખાડી તેનો ખ્યાલ આપી પાત્રાને પોતાના સાચા પ્રેમી શ્રદ્ધાલુ મહા ચતુરાઇ યુક્ત ઊદારતા દયાળુતાથી કરે છે એ વિશે દ્રષ્ટાંતથી કહે છે. સીતા મેળવવાની લીલામાં

સુગ્રીવને વિભીષણ બેનો બેડો પાર કર્યો. તેમાંના પહેલા વિશે કહે છે.

सालान् हि सप्त सगिरीन् सरसातलान्या
नेकेषु मंद जवतो निरपत्रय स्त्वं
तेष्वेक विच्यथन खिन्न कापि प्रणुन्नं
शाखा मृगं मृगयसे सकथ सहायम् ॥ १९ ॥

અર્થ—છંદ—ગીરી સાથ ભેદી રસાતલને તાલનાં તરૂ સાતને,
નિષ્પત્ર કીધાં એક શર ધીમું ચલાવીને તમે;
તે એક કપિથી દુઃખ ખમતા કપી શાખા મૃગ તણા,
શીદ નમન કરનારને તેની સહાય મ્હાનારા બણ્યા.

વિવેચન—વાલીના ડરથી સુગ્રીવ પહાડમાં રખડતા હતા તે શ્રીહનુમાનદ્વારા શ્રીરામ સ્વામીના સખા થયા, ત્યારે શ્રીરામે તેને વચન આપ્યું કે વાલીને મારી ત્હારી સ્ત્રી તને અપાવીશ. સુગ્રીવને વાલીના બળનો અનુભવ હતો ને તેથી તેને શંકા રહી કે શ્રીરામ સ્વામી તેને પૂરા પડશે કે નહીં ! એ રીતે પોતાપર શંકા કરવાથી ઓર તેને ખાતરી આપવા તેના ચહ્યા કહ્યા પ્રમાણે એક બાણથી વૃક્ષ ભેદવાને બદલે એકજ ધીમા બાણથી સાત તાલતો પાડ્યા પણ તે બાણ પહાડ ભેદી પૃથી ભેદી અંદર રસાતલ સુધી પહોંચી ગયું એટલા બધા સ્વતઃ બળી તે તેજ સુગ્રીવની સહાય માગો એ કેવળ લીલાજ.

આ લીલામાં પોતાનાં જે થાય તેના પર કેવી કૃપા દેખાડે છે તે વધુ બોલે છે. પ્રભુપર પૂર્ણ શ્રદ્ધા રાખે તો પ્રભુ તેને ઇચ્છીત કરી આપે પણ પ્રભુ પર શંકા આણે તોએ તેને ઓર પોતે ખાતરી આપી તેની શ્રદ્ધાને બનાવી રાખે એવા કૃપાળુ તો એજ

છે, ને તેથી આ લીલા પરથી એ સાર ખેંચી ખોલવીને કહે છે.

**दास सखा समभवत्तव यःकपींद्र**

**स्ताद्वि द्विषं कपि ममर्षवशा ज्जिघांसुः**

**त्वत्स्नेह विक्लव धियंत मिमं कपींद्रं**

**विस्रंभयन्सपदि सालगिरि न वध्यः ॥ २० ॥**

અર્થ-છંદ—તવદાસ તેમ સખા થયા જે કપિપતિ સુગ્રીવજી
તેના અરિ કપિતણો વધ કરવા થયા રોષાંત અતિ.
ને સ્નેહપરવશતાથી તે કપીનેજ દેવા ખાતરી
ભેદ્યા તમે તરૂ સાત એકજ વેળ કેવી કૃપા કરી !

વિવેચન—તમારા જે દાસ થાય તેના શત્રુ તે તમારા શત્રુ એટલી બધી તમારાં થાય તેને માટે લાગણી ધરાવો છો અને તે આશ્રિતો તેવું છતાં તમારી શક્તિપર અવિશ્વાસ આણે તો સ્હામા તમે તેમને માટે શ્રમ લઇ તેમનો વિશ્વાસ તમારામાં બણ્યો રહે એવું પણ કરો એટલી બધી તમારો આશ્રીત ન મટી જાય તે સારૂ સ્હામી પરવા રાખો એ કેટલી ને કેવી કૃપા ! આપના જેવા કૃપાળુ આપજ છો ! એમ આ કહેવાનો ભાવ છે—

ભગવાનના બધા અવતાર નિર્દોષજ છે, પણ તેમાં શ્રીરામ અવતારમાં વાલીને છલથી માર્યો એ ઠીક ન કર્યું, એમ કોઇક શંકા કરે છે તે માટે શ્રી રામાયણમાં જણાવેલ સમાધાન અહીં કહી દે છે.

**यद्वा मृगं मृगयुवन्मृगया पथेत**

**छन्नो जघंथ न तु शत्रुवदाभिमुख्यात**

तद्युक्तमेव तव राघव वंशजस्य
तिर्यक्षुनै वहि विपक्षतयोपचारः ॥ २१ ॥

અર્થ-છંદ-અથવા યથા મૃગનેં હણે છે વ્યાધ પુંઠેથી તથા
છુપીને કપી વાલી હણ્યો એ ઊચિત કીધું સર્વથા
રઘુવંશી કયાં ને કયાં પશુ ? શત્રુ સમોવડ નવ લહી
તીર્યક ગણી તેની ભણી તેવુંજ વરત્યા છો ચહી.

વિવેચન—મૃગયા કરવી એ રાજાઓની લીલા છે વાનર પણ શાખા મૃગજ કહેવાય છે તેને તેવી રીતે મારવો એજ યોગ્ય છે રાવણને બગલમાં મારી પૃથ્વીના એક છેડાથી બીજા છેડા સુધી રમતમાં ફરી આવનારા અતુલ બળીને રમતમાં એક શરેજ પૂરો કર્યો એ ખરી અતિમાનુષતા પણ છેજ.

આગળ એક અસાધારણ કામ કર્યું તે માટે કહે છે.

मानुष्यकं चरितमाचरितु प्रवृत्तो
देवातिगं चरितमंग किमप्यकार्षीः
यत्सागरे बत बबंधिथ नाथ सेतुं
शैलैः प्लवंगम समिंगित संप्रणुन्नैः ॥ २२ ॥

અર્થ-છંદ—માનુષ ચરિત આચરણ કરતાં છતાં તેજ સમે ફરી,
દેવોથી એ ન બને તમે તેવું કર્યું શીદ શ્રીહરી;
જે મહા સાગર મધ્ય સેતુ બાંધવો નવ સ્હેલ તે
વાંદરાંએ આણેલ પર્વત વડે બાંધી દીધેલ છે.

વિવેચન—ચારસો ગાઉ પહાડોથી સમુદ્ર પૂરાવો ને રસ્તો કરવો ને કામ વાંદરાઓથી લેવું એ માણસથી બનેજ નહીં તે બનાવ્યું

જે જોઇને દેવો પણ વિસ્મય પામ્યા ને તેમણે પણ સ્વીકાર્યું કે એ અતિમાનુષપણું જ.

તે તો સ્થળના ઇતિહાસીક વૃત્તાંતથી વધુ સિદ્ધ થયેલ છે એ બોલવીને કહે છે.

योविक्रमेण मनुजत्वविभूषणेन
देवं वरं वरुणराज मज व्यजेष्टाः
कृत्वो पदो दशरथ विधिरुद्र मुख्यैः
देवै स्स्तुतश्च सकिलेंद्रजिता जितोसि ॥ २३ ॥

અર્થ–છંદ—જેણે સ્વવિક્રમ વડે બનીને નરવિભૂષણ વેશથી,
મ્હોટા વરૂણ મહારાજપર પણ કર્યો વિજય સ્વતેજથી;
દશરથ ધરીને ભેટ જેને અજ શીવાદિએ સ્તવ્યા,
તે આપ પાછા ઇન્દ્રજીત થકી હરાઇ શું ગયા !

વિવેચન—સમુદ્રપર બાણ ચઢાવ્યું કે તેથી ડરીને વરૂણરાજ જળદેવતા શરણ આવ્યા. એ રીતે માણસ બની દેવોમાં વડાને જીત્યો. એટલું જ નહી છેવટ રાવણ વધ કર્યો ત્યારે જે બ્રહ્માદિ દેવોની પૂર્વની વિનંતી પરથીજ નરરૂપ ધારણ કર્યું હતું તેમણે. પોતાનું ધાર્યું કરી આપ્યું, એ માટે ઉપકાર માનવા આજે સાગરને સ્હામે કાંઠે દશરથરાજા જે તે વેળા સ્વર્ગમાં હતા તેમને લઇ શ્રીમહાદેવજી સુધાં બ્રહ્માએ ત્યાં આવ્યા ને શ્રીરામસ્વામીની વડી સ્તુતિ કરી. એવડા મ્હોટા આપ છો તે વચમાં યુદ્ધમાં ઇન્દ્રજીતથી એકવાર હારી ગયા એપણ લીલાજ.

તે તો સ્હાંમા કાંઠાની વાત. આ કાંઠાપરની એક લીલા કહે છે.

अब्धि न ते रिथ नाजिग्यिथ राक्षसेंद्रं
नैवास्य जिह्निथ यदा च बला बलंत्वं
निःसंशयः सपदि तस्य पदेऽभ्यषिंच
स्तस्यानुजं कथमीदं हि विभिषणं च ॥ २४ ॥

અર્થ-છંદ—નહોતા તર્યા સાગર ન ઝીત્યા હતા રાવણરાયને,
બળ અબળ તેનું કેવું છે તે જાણ્યું પણ નહોતું અને;
તે વખત નિસંશય તમે તેના અનુજ વિભિષણજીને
શી રીતે લંકપતિ પદે અભિષેક કીધો કહો મને?

વિ.—શ્રીરામ સ્વામીનિજ પુછેછે કે આ માણુસપણું કેવું? લીલારૂપજ. બાકી ખરા તો સત્યસંકલ્પ સર્વેશ્વરજ અને તેવું જાણનાર તે વેળા પણ વિભિષણજી જેવા વીરલા હતા. રાવણને તેના બીજા કુટુંબી મંત્રી આદિ તો તમારાં પરાક્રમ નજરે જોવા છતાં તમને માણુસ જ સમજતા હતા પછી આ કાળનાં માણુસો ભૂલ ખાય એમાં શું આશ્ચર્ય!

એજ સ્થળનું એક અધિક અતિમાનુષપણું વર્ણવે છે-

त्वं दाक्षिण स्य निवसन्नुदधे स्तटेऽपि
दूरांतरोत्तर पयोधि महातटीपे
दैत्याब्धिजैक शरपात पंक्तिमेतां
लंकां स्थितोऽत्र कुरुषे किल नस्म भस्म ॥२५॥

અર્થ-છંદ—દક્ષિણ ઉદધિના તટ ઉપર જ્યારે તમે વસતા હતા,
ઊત્તર ઊદધિ જે દુર-તેના બેટમાં વસતા છતાં;

મહા અસુરને પૂરો કર્યો જવ એક બાણ થકી તહીં,
પાસે વસ્યો લંકાપતિ તે શત્રુ કાં બાળ્યો નહીં ?

વિવેચન—જળ દેવતાએ જ્યારે ક્ષમા માગી શ્રીરામસ્વામીને રીઝવ્યા ત્યારે તેના પરજ ચઢાવેલ બાણ પોતે કોનાપર ખાલી કરવું એ વિશે તેનેજ પૂછ્યું અને તેણે વળી એથી પોતાનું દુઃખ દૂર થવા આ સાગર પછી પૃથ્વી તેને છેડે ઊતર મહાસાગર તેમાં બેટ તેમાં એક મહા પ્રચંડ અસુર વસતો હતો તેનો નાશ કરવા યાચના કરી તે પોતે અહીં રહે એજ બાણ ત્યાં ચલાવી તેથી તેનો નાશ કર્યો. પર માટે એટલે દુર એટલી સહેલાઇથી એવા મ્હોટા અસુરને હણવાને સમર્થ તેજ તે વેળા પાસેનીજ પૂરીમાં પોતાનો શત્રુ રાવણ તેને તેમજ પૂરો કરવા ધારત તો શું મ્હોટી વાત હતી. પણ તેને તે રીતે ન મારી મ્હોટું યુદ્ધ કર્યું એ પણ લીલાજ.

સમુદ્ર બાંધવાના પ્રસંગમાં સમુદ્રમંથનનો પ્રસંગ સાંભરી આવવાથી એના એ ભગવાનનો-બીજો તેના પહેલાંનો એક અવતાર સ્મરીએ અવતારથી દરશાવેલ અચિંત્ય શક્તિનું વર્ણન વચમાં કરે છે. પ્રભુ ચાહે તે કરે ! તેનું એક ચરિત્ર-જેમાં અનેક દ્રષ્ટાંત-અનેક પ્રકાર-દેખાયાં-જેથી વિશ્વમાં ચૌદ રત્ન પ્રકટયાં તે વિશે કહે છે.

एतत्कथं कथय यन्मथितः स्त्वयासौ
हिस्वास्वभाव नियमं प्रथितं त्रिलोक्याम्
अश्वाप्सरी विष सुधा विधु पारिजात
लक्ष्म्यात्मना परिणतो जलधि र्बभूव ॥ २६ ॥

અર્થ-છંદ—ત્રણ લોકમાંની વસ્તુના જે સ્વભાવો છે તે તજી,

શી રીતે આપે કર્યું માધવ ન સમજી શકીયે હજી;
પાણી વલોવી ઊદધિનું ને અશ્વ સાથે અપ્સરા,
વિષ સુધા ચંદ્ર કલપતરૂને લક્ષ્મી પ્રકટાવી અહા!

વિવેચન—કારણ પ્રમાણે કાર્ય બીજ પ્રમાણે વૃક્ષ તો થાય પણ–સમુદ્રનું મંથન કર્યું ને તેમાંથી શું શું ને કેવું પ્રકટાવ્યું! જેની જગતમાં બીજી જોડ જડતી નથી. કયાં અશ્વ ને કયાં અપ્સરા! તેમજ કયાં વિષ ને કયાં અમૃત! બેઊ એકજ સમુદ્રમાંથી એજ મંથનના પરિણામમાં તેમાં વળી સ્થાવર કલ્પતરૂ જેની શક્તિ દેવોથી પણ ચઢે ને છેવટ શાક્ષાત્ શ્રી. જેથી જગતમાં કોઇજન ચઢે! અચિંત્ય શક્તિ તે એનું નામ ને અવતારથી એ રીતે સ્પષ્ટ સમજાયછે.

એજ પ્રમાણે અપાર દયા ઊદારવૃત્તિનું દ્રષ્ટાંત રામાયણમાંથી જ આપે છે.

**यत्तादृशागसमरिं रघुवीर वीक्ष्य**
**विश्रम्यता मिति मुमोचिथ मुग्धमाजौ**
**कोयंगुणः कतर कोटि गतः कियान्वा**
**कस्य स्तुतेः पदमहो वद कस्य भूमिः ॥ २७ ॥**

અર્થ-છંદ—રઘુવીર! અહેવા મહા અપરાધી અરિને રણપ્રતિ,
થાકી ગયો ને મોહ પામ્યો દેખી નવ કનડી રતી;
છોડી દીધો ને કહ્યું જા–તું વીસામો લે એ રીતે,
આતે કયો ગુણ કેવડો કો સ્તવે તેને શી રીતે?

વિવેચન—હે રઘુવીર! રાવણ જેવો મહા અપરાધીને દ્વેષી શત્રુ તે જ્યારે લઢતાં છેવટ થાકી ગયો ને ધભરાયો જોયું કે હવે

તે આવી રહ્યો છે એટલે તેનો વધ કરવો એ સહેલું હતું તેને પણ છેલો લાગ આપવા વધુ વિચાર કરી શરણે આવવા અવકાશ એમ કહીને દીધો. કે તને હાલ નથી મારતો. ત્હારા મનનીજ હામ પૂરી કરવી હોય તો ફરી તાજો થઇને આવજે.

આતે શૂરતા ઉદારતા દયાળૂતા ને તે કેવા પ્રતી કેટલી હદ સુધી ? એવું ભલું મ્હોટુ મન મનુષ્ય દેવ કોઇનું નજ હોઇ શકે. પ્રભુ જેવા ગુણવાન પ્રભુજ છે એ અવતારોમાં આવાં ચરિત્રોથી સિદ્ધ કરી બતાવ્યું છે.

શ્રીરામ સ્વામી તો બહુ મ્હોટી વાત છે પણ શ્રીલક્ષ્મણજીનું એક દ્રષ્ટાંત એજ પ્રસંગનું દે છે.

य ल्लक्ष्मण स्त्वदनुजो रिपु शक्ति मुग्धः
शत्रो गुरु र्हनुमत स्तु लघु बभूव
एते न वै सुविदितोऽभवदिंद्र शत्रो
र्मायास्त्र बंधन निबंधनजो विमोह ॥ २८ ॥

અર્થ–છંદ—તવ અનુજ શ્રીલક્ષ્મણ રીપુ શક્તિથકી મોહિત થયા
ત્યારે થયા ભારે અરીને હનુમતે હલકા લહ્યા;
માયાસ્ત્ર બંધન ઇંદ્રજીત તણું બન્યું મોહક ખરૂં,
કે આપ નવ મોહિત રહ્યા સુજ્ઞાત એથી શું ઠર્યું ?

વિવેચન—ઇન્દ્રજીતના અસ્ત્રથી બેઉ ભાઈ બંધાયા એમ કહેવાયુ છે. તેમાં લક્ષ્મણકુમારને પરવશ જોઇ રાવણે ચાહ્યું કે તેને ઉપાડી લંકાંમાં લઇ જાઉ, ને તેથી તેણે તેમને ઉચકવા પોતાના વિસ હાથોથી બન્યું તેટલું જોર કર્યું પણ તે ન ઊચકાયા. અસ્ત્રથી

પરવશ હતા તો તે વેળા એટલા ભારે કેમ થઇ શકયા ? હનુમાનજીએ જોયું કે રાવણ જો લક્ષ્મણજીને લઇ જશે તો વિપરિત થશે તેથી તેમણે રાવણને લઢીને ત્યાંથી હઠાવ્યો ને પછી તે ત્યાંથી લક્ષ્મણજીને સલામત જગે લઇ જવા ઉપાડવા માંડયા તો તેમને પુષ્પ જેવા હલકા લાગ્યા. અર્થાત્ તે દેખાવામાંજ બંધાયા હતા તમારી એ લીલાજ હતી વાસ્તવિક તમને કોઇ અસ્ત્રથી બાંધી શકે એમ છે જ નહીં.

આતો બધાં સાધારણ ચરિત્રો છે. પણ છેવટ તો ખરેખર અસાધારણ ઉદાર કૃત્ય કર્યું ને તે અયોધ્યાનાં ચરઅચર સર્વને આ સંસારથી મુક્ત કર્યાં એ પ્રસંગ સંભારી કહે છે—

**हा हंत हंत भवतश्चरणारविंद**

**द्वंद्वं कदानु भविता विषयो ममाक्ष्णोः**

**योहं निरमल विनिर्जल दंधकारैः**

**वृक्षै स्तृणै श्च सुलभं समयं व्यतीतः ॥ २९ ॥**

અર્થ—છંદ—હાહા અરેરે આપના પાદારવિંદ ઉભય રૂડા,
મમ નેત્રના કયારે વિષય થઇ અનુભવો દેશે ઊંડા;
હું હોત જો તરૂ રૂપ કે તૃણ દેહધારી તોય પણ,
ટળી જાત બંધ તમામને અજ્ઞાન; ગઇ એ સુલભ ક્ષણ ! !

વિવેચન—પ્રભુના સંકલ્પ માત્રથી મ્હારી પણ એ બધાં ભેગી મુક્તિ થઇ જાત ! જ્યારે શ્રી રામ સ્વામીએ આ લોકથી જવાને ચાહ્યું ત્યારે આખી અયોધ્યામાં જેને પોતાની સાથે આવવા મન હોય તેણે તૈયાર થવું એવો ઢંઢેરો વગડાવ્યો તે પ્રમાણે જે તૈયાર

થયાં તે સૌ સાથે શ્રી સરયૂનદીના તીરપર પોતે પધાર્યા કે સીતાજી લક્ષ્મીનું રૂપ ધરી એક બાજુ ને બીજી બાજુ ભૂમિદેવી પ્રકટ્યાં શેષરૂપે શ્રી લક્ષ્મણજી ને ધનુષ બાણો પાર્ષદના રૂપમાં પલટાઇ ગયાં. બ્રહ્માદિક દેવો વિમાનોનાં ટોળાં સાથે આકાશમાં હાજર થયાં, ને પ્રભુની આજ્ઞાથી જેમ જેમ પુરજન વગેરે સરયૂમાં ગોથું લગાવે કે તેની અહિની ગંદી દેહ બદલાઇ તે દીવ્ય દેહવાળું થઇ જળમાંથી નીકળે તુરત વિમાન હાજર થાય ને તેપરે સ્વારી કરે એમ સહુનેજ સાથે લઇ શ્રી રામ સ્વારી આ લોકમાંથી પધાર્યા એમ ઇતીહાસ રામાયણમાં છે. એટલે શ્રીરામ તે સર્વેશ્વર જ હતા એમ છેવટ સંપૂર્ણ સિદ્ધ અને પ્રસિદ્ધ થયું છે. એવું પ્રકટ પરમેશ્વરપણું એકે અવતારમાં દેખાડયું જાણવામાં નથી.

પ્રભુ "તરણાને મેરૂ કરે" એમ લોક કહે છે પણ આતો વાત એથી પણ વધી. તે વિશે કહે છે.

ये धर्म माचरि तु मभ्यसि तुं च योगं
बोद्धुं च किंचन नजात्वधिकार भाजः
ते पि त्वदा चरित भूतल बंध गंधा
द्वन्धातिगाः परगतिं गमिता स्तृणाद्याः ॥३०॥

છંદ-અર્થ—જે ધર્મ આચરી ના સકે અભ્યાસી ન સકે યોગનેં,
ને ભક્તિ આચરી ના સકે અવિકારી કદીએ ના બને;
તે પણ તમે ભૂપર ધર્યાં પદ તે તણા સંબંધથી,
તૃણ આદિએ પરગતિ પામ્યાં છૂટી બંધની ગંધથી.

વિવેચન—મોક્ષના અધિકારી દુર્લભ છે કારણ પ્રથમ તેણે

કર્મયોગ સંપૂર્ણ નિષ્કામ આચરવો જોઇએ એથી ચિત્ત શુદ્ધિ થાય એટલે જ્ઞાનયોગ આદરવો. તેમાં ધ્યાનના અભ્યાસથી આત્માનો સાક્ષાત્કાર થાય ત્યારે ભક્તિયોગ આરંભવો, તેમાં પાર પડાય ત્યારે પરમાત્માનું દર્શન થઇને મોક્ષ થાય. એવું ને એટલું વીરલા આચરી શકે તેમને જે પરમગતિ મળે તે પરમગતિ એ બધું તો શું પણ એમાંનું કશુંએ ન કરી શકે એવાં તૃણઆદિને પણ તમે મુક્તિ આપી. તેમાં કારણ એ બન્યું કે અધિકારીને મુક્તિ મળે છે તે પર-બ્રહ્મના દર્શન સાક્ષાત્ અનુભવ થવાથી તે અનુભવ તમે પોતે પૃથ્વી-પર પ્રકટી તેમના પર શ્રીપાદ ધરી પોતાથી અનહદ કૃપા કરી આ-પ્યો એટલે તમારા સંબંધથી મુક્તિ તે જેમ બીજાઓને મહાશ્રમે સાધ્ય થાય તે તમે પોતાથીજ તેમને સંબંધ કરાવ્યો. એ રીતે ઇશ્વર ધારે તો ચાહે સો કરે એ ખરૂં જ છે. તે પળમાં મુક્તિ સુધાં આપી દે છે. એ આ રીતે-

મૂળે તે બધાં પૂર્વનાં પૂર્ણ પૂણ્યવાલાં અવતારી હોવાં જોઇએ.

કારણ એ દેહોમાં પણ તેમને શ્રીરામ સ્વામીપર કેવો પ્રેમ હતો, તે વિશે ત્યાંજ કહેલ તે પરથી કહે છે.

वंश रघो रनुजिघृक्षु रिहावतीर्णा
दिव्यै र्ववर्षिथ तथाऽत्र भवद्गुणौघैः
त्व त्सन्निधि प्रभव सौख्य जुषो यथा हि
वृक्षाश्वतान्ति मलभंत भगाद्वियोगे ॥११॥

અર્થ-છંદ—રઘુવંશ પર અનુગ્રહ કરી આપે ધર્યો અવતારને,
અહીં તમારા કલ્યાણ ગુણુના ઓઘથી વરસ્યા તમે;

એ તમારી સંનિધિ એ તરૂ એ શીતળતા પામીયાં.
ને આપનાજ વિયોગથી પર ભક્તિ પ્રત્યે જામીયાં.

વિવેચન—આપે રઘુવંશને પાવન કરવા એ કુળમાં અવતાર ધર્યો તે સાથે આપના કલ્યાણ ગુણના પ્રવાહો પણ અહીં અવતર્યા પૃથ્વીપર ફેલ્યા ને તેના ભોગી અવધજન તો થાય પણ ત્યાંની વનસ્પતિ પણ એવી થઇ કે જ્યારે તમે વનવાસ ગયા, તેમને આપનો વિયોગ થયો ત્યારે તે બધાં સુકાઇ ગયાં ને આપ પાછા પધાર્યા ત્યારે નવ પલ્લવીત થયાં. એટલો આપમાં ભીતરથી તેમને અનુરાગ આપના ગુણોની સનિધિએજ ઉપજાવ્યો હતો. એટલે નર આકારતો લીલામાં પણ વાસ્તવિક દીવ્ય આકારને દીવ્ય ગુણો હોવાથી તેના સંબધીપર તેની તેવી અસર થઇ ને તેથી છેવટ ફળ પણ તેવુંજ મળ્યું, પારસનો સ્પર્શ કથીરને કંચન કરે એમ કહેવાય છે તો આતો પરબ્રહ્મનો સંબંધ ! તે એવાં પ્રેમી પરાભક્તિવાળાંને અંતે માયાથી વિમૂક્ત કરે તેમાં શું આશ્ચર્ય છે ? પ્રભુસંબંધથી મુક્તિ તે અમારે કરવો કઠણ તેવોજ તે ચહે તો તેને સહજ તે અહીં કરી બતાવ્યો. અવતારની દીવ્યતા સિદ્ધ થઇ.

એ અવતારના ગુણાનુભવની એટલી બધી વડાઇ કે તેના ખરા ભોગીએ તેની આગળ વૈકુંઠની પણ સ્પૃહા ન કરી. તે ત્રિશેનું તેવા ઉતમ અધિકારીનું દ્રષ્ટાંત દે છે.

तादृग्गुणो ननु बभूविथ राघवत्वे
य स्तावकं चरित मन्वह मन्व भुंक्त
सो त्रैव हंत हनुमान् परमां विमूक्तिं

**बुद्धया वधूय चरितं तव सेवतेऽसौ ॥ २॥**

અર્થ-છંદ—એવા તમારા ગુણોને અનુભવ કરીનેં રાઘવા.

નિશદિન તમારાં ચરિત સુણવા તણા ભોક્તા થઇ રહ્યાઃ

હનુમાનજી પૂરી વિમૂક્તિની મતિ મૂંકી દઇ,

અહીયાંજ રહી સેવી રહ્યા છે તવ ચરિત ચિતમાં ચહી.

વિવેચન—સર્વ અયોધ્યાને સાથે લઇ ગયા ત્યારે શ્રી હનુમાનજીએ તો એજ માગ્યું કે આ દુનીયાં—જગત—રહે ત્યાં સુધી તો તમારા ગુણગાન જ શ્રવણ કર્યા કરૂં. ને તેથી તેઓ ગધમાદનગીરીમાં ગાંધર્વો આદી ગુણગાન કરે છે તે શ્રવણ કરેછે શ્રીરામરૂપનો અનુભવ કરે છે તે તુલસીદાસજી ગુસાઇ જેવાને કરાવે છે તે પરમપદ--પરમ વિમુક્તિનું સુખ અહીં એમાંજ લહેછે.

છેવટે આપણ અપરાધી થકા શરણ જનારાઓને ખરેખર ઉપયોગનું દ્રષ્ટાંત દઇ શ્રી રામાવતાર વિષે કહેવું અહીં પુરૂં કરેછે.

**यस्त्वं कृतागसमपि प्रणाति प्रसक्तं**

**तं वायसं परमया दयया क्षमिष्टाः**

**तेनैव मादृशजनस्य महागसोपि**

**युक्तं समाश्वसन मिःयुपधारयामि ॥ ३१ ॥**

અર્થ-છંદ--એવો મહા અપરાધી વાયસ છતાં પદ નમવા ધસ્યો,

તેના ઉપર પૂરી દયા કરી ક્ષમા દીધી નવ કસ્યો.

તેવોજ હું પણ મહા અપરાધી છતાં તેવી રીતે

વિશ્વાસ ધારી આપનો નિશ્ચિંત બની રહું છઉં ચિતે

વિવેચન—શ્રી રામ સ્વામી ચિત્રકૂટ ઉપર એક વખત શ્રીજા-

નકી મહારાણીના ખોળાપર મસ્તક મૂકી પોઢયા હતા ત્યાં ઇન્દ્રનો પૂત્ર જયંત કાકનું રૂપ ધરી શ્રી જાનકીજીને સ્પર્શવા અવ્યો, ચંચુ પ્રહાર કર્યો. જાનકીજીને કષ્ટ થયું સ્વામી જાગી ગયા દુષ્ટની દુષ્ટતા જોઇ પાસે પડેલ તૃણમાં બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કરી તેનાપર ચલાવ્યું તે આગળ ને અસ્ત્ર પાછળ. ત્રણે લોકમાં કોઇએ ન સંઘર્યો છેવટ એજ શ્રીરામ સ્વામી પરજ વિશ્વાસ મૂકી–મારે ચાહે તારે—તેમના શ્રીપાદમાં પડયો. પ્રભૂએ અસ્ત્રને સાચું કરવા તેની એક આંખ માત્ર ફોડી બચાવી લીધો શૂળીનું સોયે કાઢયું. શરણુ આવેતો અહેવા અપરાધીને પણ જે ક્ષમા કરી બચાવેછે તેનેજ શરણે હું પણ પડયોછું તો મારૂં પણ રક્ષણ થશેજ તેના વિશ્વાસપર હું પણ હવે નિશ્ચિંત થાઊંછું. એમ સ્તોત્રકાર કહેછે. અમને શીખવે છે.

હવેના પચીશ શ્લોકો વડે શ્રીકૃશ્નાવતારનું અતિમાનુષપણું કહેછે—

सा पूतना शकट मर्जुनयोश्च युग्मं
बाल्योचितेऽन्य परचेष्टित विस्फुलिंगे
यस्यात्ममंत शलभत्व महो निगूढः
सत्वं वृजे बवृधिषे किल कंस भीत्या ॥ २४ ॥

અર્થ–છંદ–તે પૂતનાં ને શકટ બે અર્જુન તરૂ તન ધારીને
તવ બાળ લીલાને ઊચિત ચેષ્ટા રૂપી ચીણગારીએ
બનીને પતંગ વિનાશ પામ્યાં એ બધાં ને તે છતાં
કંસના ભયથી વૃજ વિષે મ્હોટા થયા છાના.જ કાં?

ભગવાનનો અવતાર દુષ્ટોના વિનાશ માટે છે કૃશ્નાવતારમાં ગીતામાં શ્રીમુખથી પોતે તેમ કહેલ છે ને વૃજમાં તેવું જોવામાં

પણ આવ્યું કે જેમ દીપમાં પતંગીયાં ઝીપલાઇ નાશ પામે તેમ પૂતના શકટાસુર વગેરે અસુર બુદ્ધિ શ્રીકૃષ્ણના તેજમાં ભસ્મ થયાં. તેમ છતાં એમ કહેવાયું કે કંસના ભયથી મથુરાંથી મધ્ય રાતે વ્રજમાં પધાર્યા ને ત્યાં પણ એ હેતુથીજ છાના રહ્યા, એ કહેવું વાસ્તવિક નથી ચાહ્યું હોત તો મથુરાંના કેદખાનામાંજ કંસને પૂરો કરત પણ તમારે ગોકુળ વૃંદાવનનાં નાના પ્રકારની લીલા કરવી હતી માટેજ ત્યાં પધાર્યા. ભયથી ને છાંના એમ નહીંજ.

મૂળે કેવા મોટા છો, કેવા ભોગોના ભોક્તા છો, ને તેમ છતાં ક્યાં કેવા છોટા થઇ કેવા ભોગ કેવી રીતે ભોગવ્યા એ વિશે કહે છે. જેનું ખરૂં કારણ કેવળ લીલા શિવાય બીજું કહેવાઇ શકાય એમજ નથી.

पश्यत्सु सूरिषु सदा परमं पदंते
देव्या श्रिया सह वसत् परयावि भूत्या
योगे न योग निरतैः परिमृग्य माणः
किं त्वं व्रजेषु नवनीत महो ष्यमुष्णाः ॥३५॥

અર્થ-છંદ—જેનો પરમપદમાં સદા સૂરી અનુભવ પામતા,
શ્રી દેવી સાથે પરમવિભૂતિમાં વસોમોદે સદા;
યોગી કુશળ યોગે સદા શોધ્યાં કરે છે તે તમે,
વ્રજમાં પ્રકટ રહી બન્યા માખણચોર શું લહીયે અમે ?!

વિવેચન—શ્રીકૃષ્ણનું નિત્ય ધામ સૌથી સદા સર્વ પ્રકારે શ્રેષ્ટ એવું શ્રી વૈકુંઠ છે જેને પરમપદ કહે છે. ત્યાંનો વૈભવ પણ તેવોજ છે. સાક્ષાત્ શ્રીદેવી અને દિવ્ય પાર્ષદો સાથે ત્યાં સદા દીવ્યાનંદ

ભોગવનારા તેજ તમે—આ લોકમાં તો મ્હોટા યોગેશ્વર યોગવિદ્યાથી શોધે તોપણ તમને ન પામી શકે. તે પોતે પોતાથી એક વ્રજમાં પ્રકટ થયા એટલુંજ નહી પણ માખણ માટે ચોરીયો કરીને તે આરોગ્યું એ લીલા વિના બીજું શું કહી શકાય! પરમપદમાં ત્યાંના દીવ્ય આત્માઓને આનંદ આપવા તેમના જેવા, તેજ આ લોકમાં ખરાં પ્રેમી વ્રજવાસીને આનંદ આપવા તેમના જેવા થાઓછો. ધન્ય છે!!

સૌના સરખા સ્વામી સ્નેહી તે એ રીતે કેવી ઉદાર લીલા!!

એ ભોળી ભલી ગોપાંગનાઓના પ્રેમને આધીન કયાં સુધી થઇ ગયા તે માટે સહુથી ચઢતું દ્રષ્ટાંત દેછે.

यं दुर्ग्रहं सुमनसो मनसापि नित्यं
बंध च्छिदं परम मीश मुदा हरंति
दाम्ना निबद्ध इति शुश्रुम तं भवंतं
नाकं बभू विथ बत श्लथनाय तस्य ॥३६॥

અર્થ—છંદ—જે શુદ્ધ મનથી પણ ગ્રહણ કરવા અશકય ગણાય છે,
ભવબંધ છેદક પરમઇશ શ્રુતિ મુખે વખણાય છે;
સાંભળ્યું છે કે તેજ બંધાયા તમે દામણ વડે,
ને તે ઢીલું એ કરી ન શકયા કેવું એ આશ્ચર્ય છે!

વિવેચન—પરમેશ્વર મનુષ્યમાત્રના હૃદયમાં છે એમ સાંભળી યોગીઓ તેને અનુભવવા મન શુદ્ધ કરી પ્રયત્ન કરે છે, છતાં તેમને તેનો સ્પર્શ કરવામાં બહુ કાળ વીતી જાય છે એવા તમે છો તે યશોદા માતાના હાથમાં પકડાઇ ગયા. અને જે કોટી ભવનાં જી-

યનાં બંધનથી તમેજ પરમહંસ હોઇને છોડી સકોછો, તમારા સંકલ્પ માત્રથી અસંખ્ય બંધન નષ્ટ થઇ જાય, તે તમે પોતે એ ગોપીના દામણાથી બંધાયા એટલુંજ નહીં પણ તેને ઢીલું પણ ન કરી શકયા કે જેથી તેનાથી છુટી શકો! એ સ્વેચ્છાપૂર્વક લીલાજ.

શ્રીકૃષ્ણને સ્તનપાન કરતાં પડતા મુંકી યશોદામાતા સ્હામે ચૂલા ઉપર મુકેલ દુધ ઉભરાતું જોઇ તે ઉતારવા દોડયાં, એટલે લાલાએ ત્યાં માતા વલોણું કરતાં હતાં તે ગોળીજ પથ્થર મારી ફોડી નાંખી અને તેમાંનો માખણનો તૈયાર થયેલો પીંડો ઉપાડી નાઠા. તે બહાર વાંદરાં ભેગાં કરી તેમને ખવરાવવા લાગી ગયા. માતાએ દુધ ઉતારી આવી લાલાનું આ તોફાન જોઇ તેની પુંઠ લીધી તેને શોધી કાઢવા તે નાઠા. આખર માતાથી પકડાયા અને આ તોફાનની શીક્ષા કરવા માતાએ દામણાથી બાંધવા ચાહ્યા તે છેવટ બંધાયા અને પાછા માતાએ છોડયા ત્યારે જ છૂટયા વચમાં-એ અનેક લીલા અતિમાનુષ કરી છે પણ અહીંઆં દામના બંધથી દામોદર ખ્યાત થઇ એજ વાત કહી છે.

એ બધી લીલા કરવામાં બેઉ મુદ્દા જળવાતા હતા પોતાનાં પ્રિયને તારવાંને દુષ્ટ ને સંહારવા. અનેક લીલાથી સ્વજનને પોતામાં પ્રેમી કરવાં ને તે વેળાજ મહા સમર્થ દુષ્ટોને દમન કરવા. એટલે માત્ર બાળલીલા નહીં પણ દુષ્ટો માટે કાળ લીલા પણ આરી. તે વિષે કહે છે-

**एवं हि शैशव मपि ख्याति चेक लोके**
**यत्पूतना शकट मर्जुनयोश्च युग्मं**

**बाल्यो चितान्यपरसा चि विचेष्टितेन**
**हंताऽऌमंत शलभायित मोजसस्ते ॥१७॥**

અર્થ-છંદ—બાળક બની લીલા કરી પણ પ્રભુતા ન તજી તમે,
તેથીજ પૂતના શકટ અર્જુન બેઉને તેવે સમે;
બાળને યોગ્ય લીલા કરી તોપણ તમારા તેજના
અંશ માંહે તે નષ્ટ પામ્યાં પતંગ સદ્દશ છે બન્યાં

વિવેચન—પૂતનાએ સ્તનપાન કરાવ્યું તે વખત બાળક વેશે તેના ખોળામાં ગયા તેનું સ્તન મુખમાં લીધું તે ચુસ્યું એ બાળ-ચેષ્ટા કરી, પણ તે સાથેજ તે એવી રીતે ચુસ્યું કે જેથી તેણીના પ્રાણે ચુશી લીધા ને તે પ્રાણહીન થઇ પડી. તેજ રીતે શકટ ને કોમળપાદ ઉછાળતાં વાગી ગયો પણ તેના ચૂરેચૂરા થઇ ગયા. બે અર્જુન વૃક્ષમાં જઇ ફસાયા પણ જરા જોર દેતાં તે સમૂળાં ઉખડી હાથથી પડયાં. એ બધાંને તેમનાં પાપની સીક્ષા પણ એ લીલામાંજ કરે ગયા તેપણ પૂતના શકટ પોતેજ-પતંગીયું દીવાને ઓલવવા આવે તેમ-આપને બાળ જાણી નાશ કરવા આવ્યાં તેમાં નષ્ટ થઇ ગયાં એવું એ રૂપમાં પણ આપનું અદભૂત તેજ જણાયું.

શ્રીકૃષ્ણને કોઇ નટવર કહે છે. નટ એટલે વેશ લઇ તે પ્રમાણે કૃતિ ભજવી બતાવનાર તેવા વેશધારીમાં ચઢીઆતા પોતે સર્વેશ્વર છતાં ગોપ સુતનો વેશ લીધો તે ક્યાં સુધી ભજવી બતાવ્યો તે વિશે કહે છે.

**सच्छेन गव्य निवहे निजधाम्नी मुग्धा**
**पर्यंत सत्पु किमर्थ मद्भूत सर्व**

**मुष्णंश्च किं व्यज घटो घट शेष मग्रे**
**गोपीजनस्य परिहास पदं किमासीः ॥१८॥**

અર્થ-છંદ—નિજ ધામમાં નવનિત પુષ્કળ બન્યું રહેતું તે છતાં,
પાડોશીના ઘરની મહીં તે ચોરી કરવા શીદ જતા;
પૂરા ઘડા મૂંકી ઘડાનું શેષ શીદ આરોગતા,
ગોપીજનો હાંસી કરે એવા શું કામ બની જતા?

વિવેચન—પોતાના ઘરમાં પુષ્કળ છતાં ચોરી કરવા જવું એ તોફાન, અને પૂરા ઘડા મૂંકી અધુરામાંથી ચોરવું એ ભોળાપણું, અને તે અહેવા બનીને કરતા કે તેથી ગોપીને ક્રોધ ચઢવાને બદલે હાસી કરવાનું મળતું. મુદ્દે તો વાત એ હતી કે બાળલીલાથી તેમનું ચિત્ત પોતામાં રોકવું તેમનું ચિત્ત ચોરવું જેથી તે પવિત્ર પ્રેમી થાય ને જે ચિત પરંબ્રહ્મમાં લાગ્યું રહે ને પ્રેમી થાય તેના બંધન પછી ક્યાં રહે! એ રીતે પોતાની બાલકૃતિથીજ તેમને નિહાલ કરી દેવા એ ખાસ કૃપા!

માખણચોરીનું એવુંજ બીજું દ્રષ્ટાંત દેછે.

**यन्नाथ नाम नवनीत मचूचुरस्त्वं**
**तच्छादनाय यदि ते मति रावि रासीत्**
**किं मुग्ध ! दिग्ध ममुना करपल्लवंते**
**गात्रे प्रमृज्य निरगाः किल निर्विशंकः ॥१९॥**

અર્થ-છંદ—હે નાથ માખણચોર નામ પડે નહીં તે કારણે,
નિજ ચોર કૃત્ય છૂપાવતાં એ મતિ અહેવીશે બણે?
ભોળા તમે કેવા! હતા માખણે ખરડયા હાથને;
તન લેપ્યું તેમ છતાં વિના ડર આવી ઉભા સહુ કને!

વિવેચન—ચોરી કરવી ને તે પોતે કરી નથી એમ ઠરાવવા મનને વર્તન અહેવું કે ચોરી કર્યાની સાબીતી તેજ વેળા હાથને અંગ પર રહેવા દેવી. એ કેવળ લીલાજ. સર્વજ્ઞ એવા મૂર્ખ ભોળા હોય! ભલાં ભોળાંજનને રીઝવી વશ કરવાં એ હેતુ છેવટ પાર પડયોજં.

શ્રીકૃષ્ણ સર્વેશ્વર છતાં એવી લીલા શું કામ કરી! એ પ્રશ્નનો ઉતર કોણ દે! સર્વેશ્વરે પતંગીયાં ને વૃક્ષનાં પત્રોઉપર આટલા બધા રંગને ચતુરાઇની માથાફોડ શું કામ કરી? એના જેવો એ પ્રશ્ન છે. શ્રીકૃષ્ણ વૃજમાં મથુરાંથી આવ્યા ત્યાં કેદખાનામાં સર્વેશ્વર રૂપેજ પ્રથમ પ્રકટયા તેજ દેવકીના ઉદરમાં હતા જેની સ્તુતિ ત્યાં બ્રહ્માદીકે આવીને કરી. અને તે એટલા માટે કે તે બધા જ્યારે ક્ષીરસાગરના તીરપર પ્રભુને પ્રાર્થના કરવા ગયેલ ત્યારે જેણે બ્રહ્માની સમાધીમાં કહેલ કે હું વસુદેવને ઘેર અવતરી સૌનું સંકટ દૂર કરીશ, તે પ્રમાણે તેજ ત્યાં પધાર્યા, એટલે તે ચોરી કરનારા છે તો બ્રહ્માદીના પણ સ્વામી, એક વખત તેમને પણ અચિંત્ય અગોચર ને તેણેજ આવી લીલા કરી એનું કારણ? તેની મરજી પછી તે ગમે તે રૂપમાં લ્યો. અહી સ્તોત્રકાર પણ કહે છે કે—

**त्वा मन्य गोप गृह गव्य मुषं यशोदा**
**गुर्वीं त्वदीय मवमान मगृष्य माणा**
**प्रेम्णाथ दामपरिणाम जुषा बबंध**
**तादृक् न ते चारित मार्यजनाःसहंते ॥४०॥**

અર્થ-છંદ—જઇને બીજાનાં ઘરોમાં માંખણ તમે ચોર્યુંજદા,
શ્રી યશોદા મહા માની એ અપમાન નવ સાંખી તદા;
દામણે બાંધ્યા પ્રેમ બંધન થકી બંધાયા તમે,
તેવાં તમારાં ચરિત્રોને આર્ય લોકો શે ખમે?

વિવેચન—એવાં ચરિત્ર આર્ય નથી સહી શકતા કે આટલું-બધું પ્રેમ પરવશપણું, અથવા આવું ચોરપણું, જે તે વેળા માતા પોતાને માનતાં હતાં તેવાં શ્રી યશોદાજીથી પણ ન સાંખી સકાયું ને એમ કરતા અટકાવવા તેણીયે શિક્ષા સુધાં કરી તે તમ સ્વીકારી પણ એ છંદ ન છોડયો. જે લીલા કરવી ધારો તે કરો છોજ. બીજાંને તે ગમે તેવી લાગે તેની તમારે શું પરવા?

પરંતુ સાત્વિક પુરૂષો તેમાંથી સાર ગ્રહણ કરી શકે છે તે પ્રકારથી દામોદર બંધન નેં લઇનેજ કહે છે.

**मात्रा यदि त्वमसि दामनि संनिबद्धः**
**तच्छ्रुत्वा मुदित चाक्षूष निर्झराणाम्**
**बध्नासि हंत हृदयं भगवन्कुत स्ते**
**सर्वो हि वश्य विषये विवृणोति वीर्यम् ॥ ४१ ॥**

અર્થ–છંદ—માએ યદિ દામણાથી બાંધ્યાજ તમને દ્રઢ રીતે,
ને તે સુણીને મુદિત થઇ હર્ષાશ્રુ ઢાળેછે પ્રીતે;
તેવાં જનોનાં હૃદયને ભગવાન વશ કરતા સદા,
જે આપ થાતા માત વશ એ વીર્ય વિસ્તાર્યું તથા—

વિવેચન—અહો! અમારા ભગવાન આટલા બધા ભક્તાધીન થઇ જાય છે કે તેના બાંધ્યા બંધાય પણ છે એ સાંભળી સાચા સંત પોતાને અહેવા સ્વામી સાંપડયા છે એ જાણી હર્ષના અશ્રુ પાડે છે બલકે આપ અહેવા ચરીત્રથી તેમના હૃદયને બાંધી લ્યોછો તેમ આપ પાછા અહેવા પ્રેમી માતાથી બંધાઓ પણ છો એ બધો આપની શક્તિ છતાં સહનતાનો વિસ્તાર છે પ્રેમનો વ્યાપાર છે.

માખણની ચોરી કેમ કરો છો એનો પણ ખુલાસો કરે છે.

कांताय कांत मपलं कमलाय ताक्षम्
उद्भ्रू विलास मुदित स्मित मुग्धसंघ
वक्त्र वहन् परम ! गोप गृहेषु किं त्वं
गोपीमनांसि नवनीत मुताऽप्य मोषीः ॥ ४२ ॥

અર્થ–છંદ—હે કાંત અલકોની અંત લગી કમલ નયન વિશાલ છે,
ટેડી ભ્રમર અતિ, નાસિકા ઊંચીને સ્મિત સુખ રાશછે;
હે પરમ ! એવા વદનથી ઓપતા ગૃહમાં જઇ તમે,
ગોપીજનોનાં મનોકે માખણજ ચોરો તે સમે !

વિવેચન—રાજ્યસુખ મુકી જે દર્શન સુખ માટે યોગીયો વર્ષો સુધી યોગ સાધે છે તે સાક્ષાત દ્રષ્ટીએ પડે છે ત્યારે તો તેને નીરખતાં નયનને મન ધરાતાંજ નથી, મનથી એ છબી વીસરાતી નથી તે ફરી ક્યારે માંખણ ચોરવા નિમિત્તે પણ ઘરમાં આવે ને દર્શન સુખ આપે, એમજ ગોપીયો સદા ચાહતી રહી; શાહુકાર ને ચોર ચોરી કરવા આવે ચોરી કરે ને તેનાપર પ્રેમ ચોટે એ લૌકીક રીતે અસંભવિત છે. ખરેખર માખણ ચોરી તો નિમિત્તજ છે તેમનાં ચિત્ત પોતામાં રોકી પવિત્ર પ્રેમી બ્રહ્માનંદ ભોગી કરવાં એજ એ અવતારી તેમને પુણ્યશાલી વૃજાંગનાઓના ઘરમાં જવામાં હેતુ હતો. તેમને પરાણે પોતાનાં કરવા.

પ્રેમમય હાંસીની સાથે કવિ શ્રીકૃષ્ણચંદ્રની આ લીલાને માટે કહે છે.

सर्वगुणाय गुणीना विति सत्य मेतत्

**यत् खल्विहेतरजने मालिनत्व हेतुः**
**यद्गोपवेश विनिषेवण मुत्तमंते**
**गोपालनश्च गणयंतिगुणं गुणेषु ॥ ११ ॥**

અર્થ-છંદ—જે ઇતર જનને મલીનતાના હેતુરૂપ ગણાયછે,
તે ગુણીજન ધારણ કરે કે ગુણરૂપેજ ગણાયછે;
જે ગોપવેશ ધર્યા તમે ને ચોંપે ચારી ગાયછે,
તેને ગુણીજન ગુણ ગણીનેં માંહે ગાન ગાયછે.

વિવેચન—દુનીયાંમાં સંગ એ એક અગત્યની વાત છે દુષ્ટ પાસે શસ્ત્ર નીર્દોષના પ્રાણ લેનાર અને ધર્મી પાસે શસ્ત્ર તે તેનું રક્ષણ કરનાર થાય છે. વેશ્યાનું ગાવું કામ ઉપજાવે છે સંતનું ગાવું કામ ટાળે છે. એટલે ખરા ગુણીનું બધું ગુણવાળુંજ ઠરે અને ઇતર જનનું તે મલીન જણાય છે તેમાં તે જનની મલીનતા એ હેતુ છે. લગાર વિષ બધા દુધને ખરાબ કરે ને લગાર કેસર બધા દુધને રંગીન સ્વાદીષ્ટ કરે. તેમજ ગોપવેશથી પણ પ્રભુનું ધ્યાન દર્શન સ્મરણ થવાથી પાવન થવાય છે, ને ગોપાલન લીલાથી અહેવા મોટા તે અહેવાં નિર્દોષ જન ઉપકારી પશુને પણ પોતે જાતે પોષણ કરવાનું કામે કરે છે, એમ અમને તે લીલા દીલાસા આધારરૂપ થાય છે, એથી પ્રભુનો નિર્દોષપ્રતી પ્રેમાળ સ્વભાવ સમજાય છે. પણ કવિ એવી ખુબીથી કહે છે કે જાણે મ્હોટાનું ખોટું કોણ કહે !! જગતનું દ્રષ્ટાંત પ્રભુને વાસ્તવિક નથી લાગતું. પ્રભુ મ્હોટા છતાં ખોટા નથીજ–

ગોપાલન કરવામાં ને ગોપવેશ ધરવામાંજ જે એક કૃત્ય

આખા વિશ્વમાં વખણાયું તે દ્રષ્ટાંતરૂપે મુકે છે, તે દીવસનું સ્મરણ અદ્યાપી દીવાળી અનકોટના નામથી ચાલ્યું જાય છે, લોક તેને મ્હોટો તહેવાર ગણે છે તે શા સારૂ ! તેનું મૂળ શું છે !

गोपाल गोतकतया निभृतन् धरित्री
मावस्तु काम इव सम्मापे बाल्य लौल्यात्
एद्रंनिहत्य मख मद्रिमथो दधानः
किंतस्थिषे सुर गणाय स वासवाय ॥ ૪૪ ॥

અર્થ-છંદ—ગોપાળના બાળક બણી ભૂમી વિશે લીલા કરી,
છાના રહ્યા તે ઠીક પણ પાછા તમે ગિરિવર ધરી;
દેવોસહીત સુર દેવને હરવી હણીને યજ્ઞને,
ઊભા રહ્યા દીન સાત બાળક થકી અહેવું શું બને ?

વિવેચન—શ્રી નંદરાયજી ઇન્દ્રને પોતાનો પાલક માનીદરસાલ તેને માટે યજ્ઞ અને મ્હોટું નૈવેદ્ય કરતા હતા તે શ્રીકૃશ્ને બંધ પાડી ગાયો બ્રાહ્મણોને ગોવર્ધનગીરીનું પુજન કરાવ્યું ને તેને અંનકોટ ધરાવ્યો એથી ઇન્દ્રે કોપી:વૃજ ડુબાડવા સાત દિવસને રાત મૂસળધારથી વૃજપર વૃષ્ટી કરી ત્યારે શ્રીકૃશ્ને શ્રીગીરીગોવર્ધન એક હાથની ટચલી આંગળીપર ધારણ કરી તેની તળે તમામ ગ્વાલ ગૌમંડળ સુધાં સમસ્ત વૃજનું સંરક્ષણ કર્યું. ઇન્દ્રનુ જળ ખૂટયું તેણે વરસાદ બંધ કર્યો ત્યારે શ્રી કૃશ્ને તમામ મંડળીને કુશળે બહાર કહાડી ઇન્દ્રે જોયું કે તેની રીશ વૃથા ગઇ ને વૃજવાસીનો વાંકો વાળે ન થયો ઊલટું દરસાલ કરતાં પણ વધુ જળ તેનાજ કોપના ફળમાં તેમને તો મળ્યું તેની આંખ ઊઘડે કે તે તેના સ્વામી છે તે

પૃથ્વીપર આવી તેમને પગે પડયો ક્ષમા માગી અહેવા ગોપનું અહેવું ગોપાલન કૃત્ય કેમ ગુણો ન ગણાય ? તેના ગુણજન હોંશે ગાયજ.

જાણે જગદીશ્વરને જનોને ઉદ્ધારવાની ગરજ હોય તેમ પોતે અનેક રીતે તેમને જગતના વિષમય વિષયોથી વિમુખ અને પોતાની અભિમુખ કરવાનેં યુક્તિઓ રચે છે. કૃષ્ણાવતારમાં વૃજવાસીઓને પોતામાં તલ્લીન કરવાનું એક સાધન મુરલીગાન પણ હતું. જે કામ વેદગાન સદા નથી કરી શકયું તે મુરલીનાદે કર્યું છે. એ વિશે હવે કહે છે.

वेणु क्वणप्रणयिनि त्वयि लोकनाथ !
वृंदावनं चरण संचरणैः पुनाने
भावा रतदावन भुवः किल कि.दृशस्ते
त्वद्गीत सिक्त सिकतासु वसुंधरासु ॥ ४९ ॥

અર્થ–છંદ—મધુરી વગાડી વાંસળી હે લોકનાથ તમે જદા,
વૃંદાવને ચરણોવડે સંચાર પણ કીધો તદા;
વૃજભૂ પવિત્ર બની ત્હમારા રાગી રસની રેલથી,
રેતીયે ભીંજી અવર ત્યાંનાંની સ્થિતી શું શકે કથી.

વિવેચન—શ્રીકૃષ્ણનું શરીર એવું દિવ્ય પાવનકર ગણાયું છે કે તે પૃથ્વીને અડવાથી તે ભાગ સદાને સારૂ માત્ર પવિત્ર નહી પણ બીજા જે તે ભૂમીને અડે તેને પણ પાવનકર થાય છે. ક્ષેત્રોની ધામોની પૂરીયોની પવિત્રતા એથીજ છે એ માટેજ લોકો યાત્રા કરે છે શ્રીપાદવડે સંચાર શ્રીવૃંદાવનમાંજ વધુ વખત કરેલ છે.

બીજે તો રથ પાલખી આદી વાહનોમાં વધુ વીચરેલા છે. એ રીતે વૃંદાવનની રજ પવિત્રજ માત્ર નથી પણ તે બંસીનાદથી નીકળેલ રાગથી ત્યાંની રેતી પણ રસમય બની ગઇ પછી બીજા તરૂલતો કે પક્ષી પશુંનું તો કહેવુંજ શું ? એ વિશે પુરાણોમાં વિસ્તારે કહેલ છે.

અહીં પણ બંસીના ગાનના ખાસ પ્રસંગને લઇ કંઈ કહે છે.

**धन्यैः श्रुतं तदिह तावक रास काले**
**गीतेन येनहि शीला सलिलां बभूवुः**
**पंचापि किंच परिवृतगुणानि भूता**
**न्युर्वी कृशानु मरुदंबर शंबराणि ॥४६॥**

અર્થ—છંદ—હા! ધન્ય એ તવ રાસ સમયે ગાન થાતું સાંભળી
મોટી શીલાઓ પાણી જેવી પળકમાં ગઇ પીંગળી
પાંચે ભૂતો ભૂ-અિગ્ન જળ વાયુ અને આકાશ તે
નિજગુણ તજીને બીજાના ગુણને ગૃહ્યા તવ ખાસ છે

વિવેચન—રાસ સમયનુ ગાન સાંભળીને પૃથ્વીનો પણ આકરો ભાગ શીલા તે તેની કઠીનતા મુકી જળની ગુણી દ્રવીભૂત થઇ પીગળી ગઇ અગ્નિનું તેજ તે શીત થઇ ગયું. જળ વેગવાન તે સ્તંભી ગયું, આકાશ મૂર્તિમાન થઇ ગયું. પછી પંચમહાભૂતવાળા શરીરોપર કેટલી અસર થઇ હશે તેનું અનુમાન એ ઉપરથી કરી લેવું.

તે ગાન રસમાત્ર નહોતો. તે સુધારસ હતો અમૃત રસની રેલ હતી ને તેની અસર કેટલી થઇ તે માટે પણ દ્રષ્ટાંત દઇ કહે છે

**तेभ्यः कृतीनकिल कश्चिदिहास्ति येवै**

**रासोत्सवोत्सुकः धिय स्तव काननांते**
**वेणु स्वन स्रुत रसौघ परिप्लुतांते**
**स्वे सृक्किणी रसनया लिलिहु र्भुजंगा ॥४७॥**

અર્થ–છંદ—તવ રાસ ઊત્સવ રહો જામી જદા વૃંદાવન પ્રતિ,
વેણુના સ્વરથી રસ ઝર્યો તે ઓઘમાં ડુબી અતી;
સર્પો નિસરતો રસ મુખેથી ચાટતા જીવ્હાવડે,
ત્યાંના બીજાં સદ્ભાગીયોનું કહેવું શું ત્યારે ખરે !

વિવેચન—સાપના મુખમાંથી તો ઝેર નીસરે તે રસપર આ રસની અસર થવાથી તે સુધામય થઇ ગયો જેથી સર્પો તે તે સ્વાદે ચાટવા લાગી ગયા ત્યાં બીજાં દેહ અહેવાં ઝેરમય તો નજ હોય તેમનાપર એ રસ પ્રવાહે કેટલી ને કેવી અસર કરેલી હોવી જોઇએ તેનું અનુમાન આ દ્રષ્ટાંત ઉપરથી કરી લેવું.

શ્રવણવાળાંને જેમ બંસીના ગાનથી અમૃત પાતા તેમજ લોચનવાળાને પોતાના રૂપથી દિવ્ય અમૃતપાન કરાવી વશ કરતા હતા અમૃતમય આનંદઘનનું બધુંજ આનંદપ્રદ હતું. યોગી ધ્યાનથી હજારો વર્ષ સમાધી સાધી જીવે છે તેના સાક્ષાત્ દર્શનસુખનું શું કહેવું ? અમને તેની ઝાંખી કરાવે છે.

**अंभोदनील मरविंद दलायताक्षं**
**पिच्छावतंस मुररी कृत वेणु पाणिं**
**त्वां गोप वेश परि कल्पित काय कांति**
**धन्या स्तदा ददृशु रुन्मथितान्य भावाः ॥४८॥**

અર્થ-છંદ—મુખ કમળ શ્યામલ વરણુ રાજીવ નયન રસિક વિશાલ એ
શીર મોર મુકુટ ધરી મુરલી કર છટાધર નંદલાલ હે;
શો ગોપ વેશ વિશેષ ! શ્રી તન કાંતિ મનહર રાજતી,
તજી ભાવ બીજા કામવશ વૃતી નિરખતાં થઇ જતી.

વિવેચન—એવા મનોહર વેશ છે કે નયને પડતાંજ તે રૂપ-આંજ મોહી જવાય. જાણે તેને ચુંબન આલીંગન શું એ કરી આ તનને સફળ કરીએ ! આ પ્રાકૃત તન છતાં એ દિવ્ય તનની અ-પૂર્વ ભૂખ તેમાં લાગી રહે છે તે વશજ કરે છે બીજા વિચાર ઉ-પજતાજ નથી તેનીજ લગની લાગે છે તે સ્ત્રી શરીરનેજ નહી પુ-રૂષો પણુ ભગવાનના દર્શનથી બ્હાવરા બની જાય છે. વિના મુલ્ય વેચાઇ જાય છે. હનુમાનજી દાસ એમજ થઇ રહ્યા છે. વિ-શુદ્ધ હૃદય તેની ખરી ખુબી લહી શકે છે. ભીષ્મ તેને મરતાં પણુ ઝંખતાને છેવટ તેને નીરખતાજ દેહ તજી ગયા. એવા જન્મના જીતેંદ્રીયોની પણુ સ્થીતિ એ થાય છે મેળવવા લાયક પરબ્રહ્મ પુરૂ-ષોત્તમજ છે તે રૂપે ગુણે વૈભવ બધી રીતે હવે એ છબીતો અદ્રશ્ય થઇ પણુ જે જળ સ્થળમાં તેણે વિહાર કર્યો તે બધાં કાયમ છે તેમાં તેના સ્પર્શની અસર રહી છે તે કદી જાય તેવી નથી. તેનો એકવારનો સ્પર્શ સદા સારૂ અમને પાવન કરવા બસ છે તેથી તેના સ્પર્શથી અમે પાવન થઇએ એવો મનોરથ કરે છે.

गोवर्द्धनो गिरिवरो यमुना नदी सा
वृंदावनं च मथुरा च पुरी पुराणी
अद्यापि हंत सुलभाः कृतिनां जनानां

मेते भवश्चरण चार जुषः मदेशाः ॥४९॥

અર્થ-છંદ—હા ! તેજ ગોવર્ધનગીરી યમુનાં નદી પણ તે શુચી,
વૃંદાવને તે ને પુરાણી પુરી મથુરાં તે ઉંચી;
જ્યાં આપના ચરણારવિંદે કરેલો સંચાર છે,
થાતાં સુલભ એ તેમનો જગમાં સફળ અવતાર છે.

વિવેચન—એક વખત ત્રિવિક્રમ અવતારના ચરણારવિંદને જે જળ અડેલું તે ત્રણ લોકને ગંગાજીના નામથી અદ્યાપિ પાવન કરે છે તો આ ભૂમી નદીમાં તો એજ શ્રી હરીએ વારંવાર સંચાર કરેલ છે પછી તેના પાવનત્વનું શું કહેવું. ખરેખર પૂરાં પુણ્યવિના તેની પ્રાપ્તી નથી થતી.

ભગવત સંબંધીનો સંબંધે કયાંથી એ વિશેના મનોરથમાં આગળ વધી કહે છે.

वृंदावने स्थिर चरात्मक कीट दूर्वा
पर्यंत जंतु निचये बत ये तदार्नी
नैवा लभामहि जनिं हतका स्त एते
पापाः पदं तव कदा पुनरा श्रयामः ॥५०॥

અર્થ-છંદ—હા ! એ શ્રીવૃંદાવન વિષે જડચર કીડા દૂર્વા સુધાં,
જંતુ થયાં તે કાળ જે તે સભાગી સાચાં બધાં;
રે અભાગી જનતો અમે મહા પાપીયા પૂરાં ખરે,
ત્યારે ન જન્મ્યાં હવે કયાંથી એ ચરણ આશ્રય મળે.

વિવેચન—જીવો દરેક દેહમાં એક સરખા છે તે દેહ મનુષ્યની હો કે કીડા કે ઘાસફુસની હો, જો તેને શ્રીપાદ સ્પર્શ થાય તો તેની

અંદરનો આત્મા એથી શુચી થઇજ જાય. અગ્નિના સ્પર્શમાં જે આવે તે અગ્નિ થાય એમ જો ત્યારે અમે જન્મ્યા હોત ને શ્રી-પાદનો સ્પર્શ પામ્યા હોત તો અમારોએ ઉદ્ધાર થઈ જાત.

એવીજ જાતનો અત્ર મનોરથ કરે છે.

**हा जन्मतासु सिकतासु मया न लब्धं**

**रासे त्वया विरहिता किल गोपकन्या**

**या स्तावकीन पद पंक्ति जुषो जुषंतः**

**निक्षिप्य तत्र निज अंगमनंग तप्तम् ॥१॥**

અર્થ-છંદ—તવ રાસમાં ગોપ કન્યાને વિરહીણી કરી તે પળે,
તવ પાદ ચિન્હ પડ્યાં ભૂમીમાં શોધીને તે તે સ્થળે;
તે રેતમાં તનને અડાડી વિરહ જ્વાળ શમન કરી,
હા ! જન્મ હું પાંમ્યો નહીં રે એજ રેતરૂપે ઠરી.

વિવેચન—દ્રષ્ટાંત દઇને સિદ્ધ કરી આપ્યું કે શ્રીપાદને જો રેતી પણ અડી હોય તો તે તનના દુસહ તાપને શમન કરે છે. અક્રૂરજી મથુરાંથી વૃંદાવન આવતાં રેતીમાં પ્રભુનાં પગલાં પડેલાં જોઇ રથ ઉપરથી કૂદી તેમાં લેટી પુનિત થયા હતા. પદરજ સ્પર્શે અહલ્યા તરી એમ કહે છેજ. એ દીવ્ય સ્પર્શીત દર્શીત વસ્તુઓનું નામજ પ્રસાદી પડે છે તેનું મહાત્મ્ય વિશ્વવિખ્યાત છે.

જેમ બ્રહ્માના વંશજને લઇને બ્રાહ્મણ કુળને પુજ્ય ગણવામાં આવે છે, તેમ શ્રીકૃશ્નનો સંબંધ પામેલાંના વંશજને માટે કહે છે.

**आचिन्वतः कुसुम मंघ्रि सरोरुहंते**

**ये भेजिरे बत वनस्पतयो लतावा**

अद्यापि तत्कुल भुवः कुल दैवतं मे
वृंदावनं ममधियं च सनाथयंति ॥९२॥

અર્થ–છંદ—તવ પદ કમળને જે કુસુમ કે વનસ્પતિ કે જે લતા,
સ્પર્શી તદા સેવા કરીને જીવન ધન્ય કર્યાં હતાં.
તેનાજ કુળમાં થયેલાં હાલે ત્યહાં ઊગેલ છે
એ ધન્ય વૃંદાવને મ્હારી મતિ સનાથ કરેલ છે."

વિવેચન—એવાં કુલીનોનો ત્યાં જન્મ થયાં કરવાથી હાલ પણ શ્રીવૃંદાવન ધન્યજ છે. વૈષ્ણવો ત્યાંનાં તરૂની કુંઠીને રમણરેતીનો મહીમા અનુભવેછેજ.

જીવ ઇશ્વરને માયા ત્રણ તત્ત્વ છે જીવ માયાના સંગથી દુખી અને ઇશ્વરના સંગથી સુખી–પછી તે ગમે તે રીતે થાઓ પણ સંગનું ફળ મળે છેજ.

એ વૃત્તાંત થોડા ચમત્કારપૂર્વક કહે છે.

यत् त्वत्प्रियं तदिह पुण्य मपुण्य मन्यत्
नान्यत्तयो र्भवति लक्षण मत्र जातु
धर्तायितं तवहि यत् किल रास गोष्ट्यां
तत्कीर्तनं परम पावन मामनंति ॥ ९३ ॥

અર્થ–છંદ—જે આપને પ્રિય પુણ્ય તે ને ઇતર એજ અપુણ્ય છે
એ પાપ પુણ્ય તણું ન લક્ષણ યોગ્ય દીસે અન્ય છે
જે રાસ ગોષ્ટીમાં રમીને ધુર્તતા આપે કરી
તેનાં સુકિર્તન પરમપાવન કર ગણે મુની ઊચરી"

વિવેચન—માણુસના વશમાં કર્મ કરવાનું છે ને ઇશ્વરના વ-

આમાં ફળ દેવાનું છે. એટલે જે ઇશ્વરને પ્રિય લાગે તેનું નામ પુ-ણ્ય તેનું ફળ તે સુખરૂપ આપે છે, તેમજ જે તેને અપ્રિય લાગે તેનું નામ પાપ તેના બદલામાં તે દુખ આપે છે. ગોપીયોથી પ્રભુ રાસ રમ્યા તેમ કરવું પોતાને પ્રિય લાગ્યું તેથી તે કૃત્ય પાવનકર એવું ઠરાવ્યું કે જગત તેને ગાય છે ને તેથી પોતે પવિત્ર થયાં, શ્રી હરીનું એ કીર્તન કર્યું એ માને છે, તે માનવું ખરૂં છે ને તેમાં કા-રણ એજ શ્રી હરીનો સંગ એ છે. કામ ક્રોધ કે લોભથી ગમે તે પ્રકારે પણ શ્રીપતિનો સંગ થાય તેથી તે કામ ક્રોધ લોભના ગેર-લાભ નાશ પામી પ્રભુસંગનો લાભ મળે છે. પતિતપાવન એ નામ ત્યારેજ ત્યાંજ સિદ્ધ ઠરે છે રાસ વેળા આવેલી ગોપીયોને એ રહ-સ્ય શ્રીમુખે કહ્યું કે તમે જે સાહસ કર્યું તે ઇતર પુરૂષ નિમિત્તે કર્યું હોત તો મહા હાનીકર થાત; પણ મ્હારા નિમિત્તે છે એટલે મ્હારા સંગના લાભથી તમારો કામભાવ સદા સારૂ નીકળી જઇ સહુ વિશુદ્ધ પ્રેમી થશો તેમજ થયું ગમે તે ભાવે પણ અમૃત ખાય તે અમર થાય આગમાં પડે તે આગ થાય સંગ પ્રભાવનું મહા-ત્મ્ય તેમાં અનંત ગુણશાલી શ્રીહરીના સંગનું મહાત્મ્ય અનંત છે

શ્રીકૃષ્ણ એટલે સર્વેશ્વર કોટી બ્રહ્માના સ્વામી છે એ રીતે પ્રભુની જેમ શક્તિ વૈભવ ઐશ્વર્યની વડાઇ જાણીએ તેમ તે સહુથી મોટા ઠરે વળી તેનો લાભ લેવામાં આપણો હક તેટલોજ દૂર નીચો જાય છે પણ જેમ તેના કલ્યાણદાયી ગુણોની વડાઇ સાંભળીયે તેમ આપણને આશા ઉત્સાહ વધે છે. મ્હોટાઇ તે વરત્વ છે ને આ મન મ્હોટાઇ તે સુલભત્વ છે, જેવા મ્હોટા તેવાજ સુલભ છે તે એવા એજ છે તેમ અમારા ઉપયોગનું એજ છે અમે અનુભવપૂર્વક વ-

ખાણીયે તે એનેજ. ખરૂં કીર્તન અમારી તરફનું તે એજ ને તેથી તે રીતે કહે છે.

या कंस मुख्य नृप कीट निवर्हणोत्या
सा निर्जित त्रिजगत स्तवनैक कीर्ति
गोपाळनादि यदिदंभवदीय कर्मे
त्यार्द्रीं करोति विदुषां हृदयं तदेतत् ॥ १४ ॥

અર્થ-છંદ—કંસાદી રાજા કીટ જેવા હણ્યા તેથી શું થયું !
ત્રણ લોક ઝીત્યાં તેથી એ તવ કીર્તી ઊચિત નથી લહ્યું
ગોપાલ આદી બનીને જે કર્મ આપે છે કર્યાં
તેણે વિદૂષોના હૃદયને પૂરાં પ્રેમી ભીનાં કર્યાં.

વિવેચન—જે સંકલ્પથી આખા જગતને સંહારી શકે તે કુંસાદી રાજાઓને મારે તેમાં શું ! તેમજ જે કોટી બ્રહ્માડોના સ્વામી છેજ તે તેમાંના એક વિશ્વને ઝીત્યાનો ડોળ બતાવે તેમાં પણ શું ! એની શક્તિ મ્હોટાઇના પ્રમાણમાં આ કામો છેક હલકાં જેવાં છે પણ એવા મોટા છતાં છેક ગ્વાલના ઘરમાં ગ્વાલબાલ જેવા થઇને પણ વરતોછો એ અમો રંકો માટે કેટલી વધામણીની વાત છે. બ્રહ્માને પણ કહેવું પડ્યું કે ગોપબાળના ભાગ્ય ધન્ય છે કે જેના મીત્ર પરમાનંદ પૂર્ણ સનાતન બ્રહ્મ તે પોતેજ છે.

એજ વધામણીની વાતને વધુ દ્રષ્ટાંતથી બોલે છે.

गोपाल वेश परिकर्म पराबरेशम्
यन्नाम धाम परमं तमसःपरस्तात्
तात्पिच्छ कांछन सुदाम कृतो पकीतम्

गोधूलि धूसरितं कुंतल मंतरास्ताम् ॥ ५५ ॥

અર્થ-છંદ—સુરના અને પાર્ષદોના છો ઇશ આપ બન્યા સદા
છે ધામ આપનું પ્રકૃતિ મંડળથકી પર મોક્ષદા
તે ગોપ વેશ મયૂર પીચ્છો અને વનમાલા ધરો
ગોધુળ લાગી અલકને એ રૂપ મ્હારૂં મનહરો.

વિવેચન—પરમાત્મા જાને દેવોના તો ઇશ છેજ પણ પાર્ષદો જે સદા મુક્ત છે તેના પણ સદાના સ્વામી છે. તેમજ તેનું ધામ આવાં કોટી બ્રહ્માંડોથી ચઢીયાતું નિત્ય છે, જે તે પોતાનાં થાય તેને આપે છે. એવા મ્હોટાને તેનું એવું બધુ હોવા છતાં તે અમો રંકોમાં આવી ગોપ વેશ ધરી મયુરપીચ્છ જેવી અમારી ક્ષુદ્ર ભેટને પણ શીરષા સ્વીકારો છો, ને તેવીજ પ્રીતિથી પહેરાવેલી વનમાલા ધારો છો, અને તે ઉપર ગાયોના ચાલવાથી ઊડેલ ધૂળવાળા મુખપર છાયા છતાં એવા શોભો છો કે અમારાં ચિત્તને ચોરો છો. મ્હારૂં પણ તેમજ થાઓ એમ સ્તોત્રકાર માગેછે.

ફરી ફરી અમને સુદ્રઢ કરવા એક અતિમાનુષપણાનું મ્હોટું દ્રષ્ટાંત આપે છે કે તેની લીલામાં તે માણસ જેવા જણાય તેથી એ ભૂલી ન જવું તે દેવોના દેવ છેજ. તેણેજ તેવું તેજ અવતારમાં દરસાવ્યું છે તે કહે છે.

यद्वै जरा सुत भयाद्विप लायथा स्त्वं
तर्ह्येन्मनुष्य चरितानु विधानजं ते
तर्हि त्रिलोक गुरु मीश्वर मीश्वराणां
बाणा हवे किमिति शंभु म जृंभय स्त्वं ॥५६॥

અર્થ-છંદ—જો જરાસંધ થકી ડરીને તમે નાઠા રણ તજી,
ને મનુષ્ય ને ઘટતી લીલા જો કરી એ ઠીક સમજી,
તો ત્રણે લોક તણા ગુરૂ શીવ ઇશ્વરો ના ઇશને,
બાણ ને માટે યુદ્ધ કરતાં હરાવ્યા એ શે બને !

વિવેચન—બાણાસુરની પુત્રી ઊષાના મહેલમાં અનિરૂદ્ધ તેના પીતાથી છાંના તેના પતિ થયા એ વાતની બાણાસુરને ખબર પડતાં તેણે તે શ્રીકૃષ્નના પૌત્રને કેદ કર્યા. એ વાતની શ્રીકૃષ્નને ખબર પડવાથી તેને છોડવવા પોતે ત્યાં પધાર્યા ને બાણાસુરથી યુદ્ધ થયું ત્યારે તેની મદદે ખુદ ભોળાનાથ પધાર્યા તે શ્રીકૃષ્નના સ્હામા લઢવા લાગ્યા ત્યારે તેમને જંભાસ્ત્રથી બે ભાનજ કરી દીધા એવા મહાદેવજીથી પણ મ્હોટા તે જરાસંધથી ડરીને ભાગી ગયા એ લીલાજ. તેને સતરવાર તો પોતેજ હરાવ્યો હતો પણ તેનું મોત ભીમસેનને હાથે કરાવવું હતું તેથી પોતે તેનાથી ન લઢી તેને તે વેળા જીવતો રહેવા દીધો પણ તે માટે પોતે મથુરાંથી ભાગી ગયા એ વાત પણ ખરીજ ને ત્યારેજ તે લીલા ગણાય. તેનાથી હાર્યાની વાત જાણીબુઝીને સ્વીકારી તેથી શું ! તે પોતાના સમોવડીયાની સાથે તો હતા તે જણાયા. શીવજીએ તે વેળા પોતાના સ્વામી તરીકેજ શ્રી કૃષ્નને સ્વીકાર્યા ત્યાં જરાસંધ કોણ બીસાદમાં ! !

દેવોને પોતેજ મ્હોટા કર્યા છે. પોતે તો જેમ બ્રાહ્મણોને ક્ષત્રી બને ત્યારે પુજે છે તેમ દેવોને પણ પુજે છે તેમનાથી વરદાન લેછે જેમ બ્રાહ્મણોથી આશીષ લે છે એ પણ લીલાજ છે, પણ તે માણસના જેવી. તેવાંજ પોતે પાછા તેમનાજ પ્રસંગમાં તેમનાથી ચઢીયાતા છે એમ પણ જણાવ્યાં કીધું છે જેથી ખરી વાત છુપી ન રહે ભૂલ બની ન રહે તે માટે બીજું દૃષ્ટાંત એજ શ્રી મહાદેવજીની સાથેના પ્રસંગનું દેછે.

**जातं कुत स्तदकृतज्ञ विचेष्टितंते**
**पुत्री यया किलवरं वहृषे वृषांकात्**
**अक्षेषु सक्त मतिनाच निरादरेण**
**वाराणसी हरपुरी भवता विदग्धा ॥ ५७ ॥**

અર્થ-છંદ—જો પૂત્ર માટે તમે લીધો વર વૃષભ ધ્વજથી હરી,
તો ખેલતાં ચોપટ મતી તેમાં પરોવીને ફરી;
વારાણુસી બાળી તમે નિજ ચક્રથી હરનીપુરી,
ભૂલી ગયા શું શંભુનો ઉપકાર અહેવી કૃતી કરી ?

વિવેચન—શ્રી રૂકમીણુીને પુત્ર થાય માટે તેમની પ્રેરણુાથી શ્રીકૃશ્ને મહાદેવજીથી પુત્ર માટે વરદાન માગ્યું ને તેથી પ્રદ્યુમ્ન કુમારનો જન્મ થયો એ રીતે ક્ષત્રી પોતે ને મહાદેવજી દેવ એમ ઠરાગ્યું. પણ જ્યારે કાશીના રાજાનું યુદ્ધમાં પોતે માથું કાપ્યું હતું તેથી તેના પુત્રે મહાદેવજીથી વરદાન મેળવી દ્વારકાં ઉપર તેને બાળી ભસ્મ કરવા આગ માગી લીધી ને તે પોતાની પુરી પ્રજાળવા આવી ત્યારે પોતાનું ધ્યાન ચોપટ રમવામાં રોકાયું હતુ અને પ્રજાએ બૂમ દીધી તેથી પાસે પડેલ ચક્ર સ્હાંમું જોતાંજ તે શ્રીહરીનું ચહ્યું કરવા સદ્ય પ્રકાશીત થઇ ચાલ્યું. તે શંભુની આગને તો ત્યાંજ પી ગયું ને પહોચ્યું કાશી, તે નગર પોતાના તેજથી બાળીને ભસ્મ કરી નાંખ્યું. એવા છેવટ પોતે સ્વામીજ છે એમ સ્વશક્તિથી વિશ્વવિખ્યાત કર્યું. મહાદેવજીનો ઉપકાર તેમના પરશેનો તેમણેજ તેમને મહાદેવ બનાવ્યા છે છતાં દેવો પણ ભાન ભૂલી જાય છે ને સ્વામીના રહામા પગલું ભરી દેછે ત્યારે કોણ ખરા સ્વામી તે સત્ય

તરી આવે છે આ દ્રષ્ટાંત પણ એવુંજ છે.

આ દ્રષ્ટાંતોથી શ્રીકૃષ્ન માણસ નહિં પણ મહાદેવજીથી પણ મ્હોટા સહુના સ્વામી છે એ સિદ્ધ કર્યું. તેને સુદ્રઢ કરવા છેવટ સામટાં તેવાં દ્રષ્ટાંત શ્રીકૃષ્ન ચરીત્રનાં દઇ દેછે જેથી તેમના અતિ માનુષપણા વિશે લેશ પણ શંકા ન રહે તમામ ચરીત્ર પોતે પરમેશ્વર છે એવી પીછાણ પૂરી પડે તે માટેજ છે પણ લીલારૂપે છે તેથી અહાવા ખુલાસાઓની અગત્ય છે.

**संजीवयन्नपि मृतं सुत मुतरायाः**
**सांदीपिने श्चिरमृतं सुत मानयंश्च**
**धाम्नोनिजात् द्विजसुतान् पुनरानयन्वा**
**स्वामेवतां तनु महोकथ मानय स्त्वम् ॥ ९८ ॥**

અર્થ–છંદ—સુત ઉત્તરાનો મરણ પામેલો કર્યો જીવતો ફરી,
સાંદીપીની નો પુત્ર પહેલો મરેલો આણ્યો હરી;
બ્રાહ્મણતણા સુત મરેલા આણી દીધા નિજભૂવનથી
કહોતો ખરા કે શી રીતે આણ્યા ફરી એજત નથી?

વિવેચન—ઊત્તરાનો પુત્ર પરિક્ષિત બ્રહ્માસ્ત્રથી દગ્ધ થઇ ગયેલો તેને શ્રીપાદ અડાડી સંજીવન કર્યો. એટલે બ્રહ્માસ્ત્રથી પણ આપની શક્તિ વધી પછી આપજ પરબ્રહ્મ છો એમાં શક શું કામ?

ઊજયનીમાં સાંદીપની ગુરૂને ગુરૂ દક્ષિણામાં તેના પુત્રને પાંચજન નામે અસુર ખાઇ ગયેલ તે પાછો આણીને આપ્યો. યમના ઉપર પણ જેની આજ્ઞા ચાલે તેજ સર્વેશ્વર.

અને દ્વારકાંના બ્રાહ્મણનાતો વર્ષોવર્ષે સુત મરણ પામેલ તે

બધા પોતાના ધામમાં જઇ પાછા લાવીને આપ્યા એ ચરિત્રમાં પોતે શ્રીમન્નારાયણ છે ને પોતાનું દિવ્ય ધામ કયાં ને કેવું છે એ પણ અર્જુનને છેવટ દેખાડી દીધું. એટલે જગતના સાચા સ્વામી સર્વેશ્વર એજ છે એ સંપૂર્ણ સિદ્ધ કર્યું.

પણ તેમાં અચિંત્ય શક્તિ એ પ્રકટ કરી કે કેટલે વર્ષે ને કેવી રીતે નાશ પામેલાં શરીરો પાછાં તેનાં તે સાથે એ છોકરાઓને આણ્યા એ ભેદ તો શ્રીહરીજ જાણે. માણસથી કળાય તેમ છેજ નહીં. એવી લીલા કરવાવાળા અહેવા પરમેશ્વર છે એ સારી રીતે અહીં સુધી સમજાવ્યું તે માટે પ્રમાણ તમામ સાત્વિક શાસ્ત્રોજ છે.

એ સાચા સ્વામીને પામવા એજ મનુષ્યદેહ ધર્યાનું સાફલ્ય છે ને તેને માટે ઉપાય ગમે તેવા પાપી માણસો પણ જો સુધરવા ને ઊધરવા ચાહે તો એ શાસ્ત્રોમાં છેવટ ઉપાય તેની શરણાગતિ છે " શ્રીકૃષ્ણ શરણં મમ " તેના પદમાં પડવું તેને તારવા પ્રાર્થના કરવી એજ સર્વ સંમત સર્વથી બની શકે એવો ઉપાય છે તે ત્રણ શ્લોકથી આચરી બતાવી અમારા એ પુજ્ય પૂર્વાચારી સ્તોત્ર પુરૂં કરે છે.

**अद्यापि नास्त्यु परति स्त्रिविधापचारात्**
**पापःपरे निपतितोस्मि तमस्य पारे**
**एतादृशोऽ हमगति र्भवतो दयायाः**
**पात्रं त्वदीय चरणौ शरणं प्रपद्ये ॥ ५९ ॥**

અર્થ—છંદ—અદ્યાપિ એ નથી અટકતો કરતાં ત્રિવિધ અપચારથી,
હું પડયોછું અજ્ઞાનમાં પાપોતણા અંધારથી;

અહેવો છઊં અગતિ ત્હમારી દયાપાત્ર ખરેખરો,
તેથી તમારા ચરણુમાં શરણે પડુછું હે પ્રભો !

વિવેચન—કહેવત છે કે માણુસ ભૂલને પાત્ર છે એટલે કાયિક વાચિક ને માનસિક ત્રણે પ્રકારના દોષો હજી કરે જાણીછું કરાઇ જવાય છે તેટલું જ નથી, પણ પૂર્વનાં કરેલાં પાપોના અંબાર છે તેથી અહેવું અજ્ઞાન છાયું છે કે મ્હારા બળથી એ બધાથી બ્હાર અવાય એમ છેજ નહીં એ રીતે અગતિ છું એટલાં બધાં પાપ ભોગવવાં પડે તો ને ભોગવેજ જાઊંતો કેટલો દુઃખી થાઊં એ વિચાર આપના લક્ષપર મુંકુછું. અહેવી આશાથી કે આપને મ્હારી પૂરી દયા આવશે અને તે માટે વળી મ્હારાપર કૃપા જ કરવા મને એ બધા પાપોથી છેક છૂટો કરવા હું આપના ચરણને શરણે આવુંછું આપના પગે પડુંછું.

ગીતાજીમાં શ્રીમુખથી કહ્યું છે કે"બીજા ધર્મો ન બની શકે તો તેની પરવા ન કરી મ્હારા એકને શરણે આવ એટલે હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ એ માટે શોચ ન કરીશ." એ વચન પર વિશ્વાસ આણી શ્રીકૃષ્ણના ચરણને શરણે પડયા છીએ તે તારેશેજ.

હજી અહેવો દ્રઢ નિશ્ચય થયો નથી પણ તે થવા પણ તેને જ પ્રાર્થના કરવી તે તેવો ભાવ બનાવી શકેછે, માગે તેને તેવી બુદ્ધિ કરી આપેછે એવું પણ તેણે એજ ગીતાજીમાં કહ્યું છે કે "હું એવી બુદ્ધિ આપું છું કે જેથી તેવા શરણ મને પામે." બુદ્ધિ દાતા સર્વેશ્વર છે જ તેની પાસે સારી બુદ્ધિ માગવી એતો તેને ગમતી વાત છે તેથી માગે છેઃ—

**विश्रमणं त्वयिन यद्यपि मेस्तिनापि**
**श्रद्धा यथोक्त वचनार्थ गता तथापि**

वाचं त्विमां :सकृदथाऽयस कृतमयोक्तां
सत्यांकुरुष्व दयथैव दयैक सिंधो ॥ ६० ॥

અર્થ-છંદ—વિશ્વાશ ત્હારામાંહે યદપિ નથી મ્હારા મન પ્રતિ
જેવું વદું છું તેવી શ્રદ્ધા નથી સાચી શ્રા પતિ
તોએ વદ્યો આ વાણી એક જ વાર હું તેને હરી?
સાચી જ કરજો દયા સાગર દયા માત્ર દીલે ધરી.

વિવેચન—દ્રઢ વિશ્વાસને દ્રઢ શ્રદ્ધા નથી પણ તેવાં થાય એવી દાંનત છે તેથી જ તેવાં થવા પ્રાર્થના છે તે એકવાર કરવી પણ દયા સાગરે દયા જ કરવી છે તેને માટે નિમિતરૂપે પૂરતી છે. શ્રી મુખનું પ્રથમ કહ્યું તેવુંજ બીજું પ્રબલ વચન છે કે

એકવાર પણ મ્હારે શરણ આવવા હું ત્હમારો છું એમ કહી યાચના કરે:તો તેને સર્વ ભૂતોથી હું અભય દર્શી છું એવું મ્હારૂં વ્રત છે એટલે સત્યવાદી શ્રીહરી પોતાનુ એ વચન પાળશેજ. મ્હારૂં આ ક્હેવું લેખે લાગશેજ એમ દ્રઢ નિશ્ચય કરી છેવટે કહેછે:—

पापीयसोपि शरणागति शब्दभाजो
नोपेक्षणं मम तवोचितमीश्वरस्य
त्वज्ज्ञानशक्ति करुणासु सतीषु नेह
पापं पराक्रमितु मर्हति मामकीनम् ॥ ६१ ॥

અર્થ-છંદ—પાપી પૂરો છઉં છતાં હું આવ્યો શરણ અહેવું કહ્યું,
તેથી હવે મ્હારી ઉપેક્ષા નવ ઊચિત ઇશને લહું;
તવ જ્ઞાન શક્તિને દયા એ હોઇને તેના ઉપર,

પાપો બધાં મ્હારાં જીતે એ ઘટીત નથી કદીયે શ્રીવર !

વિવેચન—પાપી હોઇને પાપોનાં ફળોનો ત્રાસ હોય તે દુખીયોજ શરણું અહેવું ખોળે કે જેથી તેને તે કષ્ટો ન ભોગવવાં પડે તે માટે શરણું ખોલ્યું જડયું અને તેને કહ્યું કે શરણુ છઊં. અર્થાત્ રક્ષણ કરો. પાપોનાં ફળોથી બચાવો એટલે હવે તેવાની ઉપેક્ષા કરે અહેવા એ ઇશ નથીજ વળી તેનામાં જ્ઞાનશક્તિ દયા એટલાંને અહેવાં છે કે તેની સ્હામે મ્હારાં પાપો બીચારાં કોણ બીસાદમાં. અર્થાત્ તે નાશ પામશે હું મુક્ત થઇશ જેનો થયો તેને યોગ્ય થઇ તેનો બન્યો રહીશ.

તથાસ્તુ—

ફાગણ વદી ૧૧
સંવત ૧૯૭૨
અંધેરા.

**અનંતપ્રસાદ ત્રીકમલાલ.**

**શ્રો વૈષ્ણવ.**

